# જીવનનાં વમળ

(હિન્દુ સમાજની સત્યઘટનાઓનો સંગ્રહ.)

લેખક:

ગટ્ટુલાલ ગોપીલાલ ધ્રુ

તંત્રી : "જ્યોતિર્ધર"

: પ્રકાશક :

ધ મહાગુજરાત પબ્લિશિંગ કં. લિ.

સર ફીરોજશાહ મહેતા રોડ, ફોર્ટ

મુંબાઇ.

# જીવનનાં વમળ

: લેખક :

ગટુભાઈ ધ્રુ

: પ્રકાશક :

ધ મહાગુજરાત પબ્લિશિંગ કં. લિ.,

મુંબઈ-૧.

# અર્પણ

**શ્રીમતી મૃદુલાબહેન સારાભાઈ**

સ્ત્રીઓની ઉન્નતિનાં સર્વ કાર્યોમાં, અને સમાજમાં સ્ત્રીઓને યોગ્ય સ્થાન પ્રાપ્ત કરાવવા માટે સર્વ દિશામાં સતત પ્રયત્ન, આપણા પ્રાન્તમાં, જેટલા અવિરત ઉત્સાહ અને અથાગશ્રમથી તમે કરી રહ્યાં છો તેવો ભાગ્યે જ બીજું કોઈ કરતું હશે.

આ નાના પુસ્તકમાં જે સ્ત્રીઓની કરુણ કથનીઓ વર્ણવવામાં આવી છે તેવી અનેક સ્ત્રીઓનાં આવાં અને આથી પણ વિશેષ દુઃખી જીવનનો તમને અનુભવ થયો હશે. સમાજની ઠોકરે ચઢેલી, પુરુષના છળ પ્રપંચ અને કપટ જાળનો ભોગ બનેલી, હીનદીન તિરસ્કૃત અનેક અનાથ ત્યક્તાઓ તમારો આશ્રય મેળવી, જીવન ફરી પાછું ચાલે ચઢાવી શકી છે.

એટલે, આ સંગ્રહમાં જે કથાઓનું વર્ણન કરવામાં આવ્યું છે તે પુસ્તિકા તમને જ અર્પણ કરવાનું મને યોગ્ય લાગે છે. તે સ્વીકારી મને ઉપકૃત કરશો,

ગટુભાઈ

# નિવેદન

'જ્યોતિર્ધર' પત્રમાં સને ૧૯૩૭ થી લગભગ પાંચ વર્ષ સુધી પ્રગટ થયેલી "અનુભવ નવનીત" લેખમાળાનું આ પુનર્મુદ્રણ છે. હિન્દુ સમાજની અન્યાયી, ક્રૂર, કઢંગી, એકપક્ષી અને સંકુચિત દષ્ટિવાળી રૂઢિઓને પરિણામે સ્ત્રીઓની અત્યન્ત દુઃખદસ્થિતિ થઈ રહી છે તેનો જે અનુભવ રા. સા. મહીપતરામ રૂપરામ નીલકંઠ અનાથાશ્રમના વહીવટને અંગે મને થયેલો તે એ લેખમાળા દ્વારા પ્રગટ કરવામાં આવ્યો હતો. એ કરુણ કથાઓ સર્વ રીતે સત્ય ઘટનાઓ છે અને નામ ઠામ તથા બીજા અનિવાર્ય જરૂરી ફેરફારો ઉપરાન્ત આદ્યન્ત જેવી બની તેવી જ રજુ કરવામાં આવી છે.

એ કથાઓ 'જ્યોતિર્ધર'માં પ્રગટ કરતી વખતે જ મેં જણાવ્યું હતું કે શુદ્ધ સાહિત્યની દષ્ટિએ એ કથાઓને સ્થાન મળી શકે તેમ નથી. સામાજિક નવલિકાના લેખકોને એમાંથી વસ્તુ કદાચ પ્રાપ્ત થઈ શકે.

કેટલાક મિત્રોની આગ્રહ પૂર્વક ભલામણને લીધે, તેમજ જનતાને હિન્દુ સ્ત્રીઓનાં વીતકોનું વાસ્તવિક અને વધારે સચોટ ભાન કરાવવાના હેતુથી એ કથાઓનો સંગ્રહ '**જીવનના વમળમાં**' એ નામે પ્રગટ કરવામાં આવે છે. 'જ્યોતિર્ધર'માં જે અનુક્રમમાં આ કથાઓ પ્રગટ કરવામાં આવી હતી તે જ ક્રમમાં અહિં પ્રગટ કરવામાં આવી છે.

**મહાગુજરાત પબ્લિશિંગ કંપનીએ**, અત્યારની કાગળની બેહદ મોંઘવારીને સમયે પણ, એ પ્રગટ કરવાનું સાહસ ઉઠાવ્યું છે તે માટે એમનો હું આભાર માનું છું.

૨૨-૫-'૪૩
**અમદાવાદ.**

**ગટુલાલ ગો. ધ્રુ.**
તંત્રી : '**જ્યોતિર્ધર**'

[૧]

**પાંચ** છ વર્ષ ઉપરની વાત છે. એક સવારે અઢારેક વર્ષની એક યુવતી અને બે યુવકો મારે મકાને આવ્યાં.

'આ બહેનને અનાથાશ્રમના વિધવાશ્રમમાં રહેવાની જરૂર છે. આપ ત્યાં ચિઠ્ઠી લખી આપશો ?" એક યુવકે તરતજ પ્રશ્ન કર્યો.

'એ બહેનને ત્યાં ક્યાં સુધી રહેવું પડશે ?' બીજા યુવકે પ્રશ્ન કર્યો.

મેં જવાબ દીધો: 'વિધવાશ્રમનાં મેટ્રન ઉપર હું ચિઠ્ઠી લખી આપું છું. તમે અહીં ન આવ્યા હોત તોપણ ત્યાં આ બહેનને કાંઈ પણ પૂછપરછ વિના તત્કાળ દાખલ કરવામાં આવત. એ છૂટાં થાય ત્યાર પછી બે ત્રણ માસ બાળકના ઉછેર માટે એમણે રહેવું પડે. બાળક દૂધ ઊપર ચઢી જાય પછી એ ઘેર જઈ શકે.'

"એ જ મોટી પંચાત છે" પેલા ભાઈ બોલ્યા. "એ બહેન ત્રણ કે ચાર માસથી વધુ અહીં રોકાઈ શકે એ અશક્ય છે, એટલે એ છૂટાં થાય કે તરત જ એમને રજા મળવી જોઇએ."

"બાળકને કોણ સાચવે ?" મેં કહ્યું: "માતાવિનાના એવડા બાળકને ઉછેરવાનું અતિ મુશ્કેલ છે, અને ઘણાં બાળક માતાના દૂધ વિના મરણશરણ થાય છે."

"આ બહેનના સંજોગો અને પરિસ્થિતિ બહુ વિષમ છે" પેલા ભાઈ બોલ્યા. "એ અમારા મિત્રનાં પત્ની છે અને એમના પતિ સત્યાગ્રહની ચળવળમાં સંડોવાયેલા હોવાથી લગભગ વરસથી જેલમાં છે. એમના જેલનિવાસ દરમિયાન આ બહેને કમનસીબે ઠોકર ખાધી અને આવા સંજોગોમાં એમને છુપાવાની જરૂર પડી છે. એ ભાઈને છૂટવાને પાંચ છ માસની વાર છે. તે અગાઉ તો આ બહેન આશ્રમમાંથી બહાર આવી જ જવાં જોઈએ ને ?"

મેં યોગ્ય બંદોબસ્ત કરવાનું આશ્વાસન આપી, મેટ્રન ઉપર ચિઠ્ઠી આપી એ સૌને વિદાય કર્યા.

બાઈની હકીકતની તપાસ કરતાં જણાયું કે...જિલ્લામાં એમના પતિ તથા એ બન્નેએ સત્યાગ્રહની ચળવળમાં આગેવાની ભર્યો ભાગ લીધો હતો. ત્યાં એ બન્ને સારી રીતે જાણીતાં હતાં. એ બહેન પતિની ગેરહાજરીમાં, કોઈ અભાગી ક્ષણે ભોળવાઈ ઠોકર ખાઈ ગયાં અને અત્યંત સંતાપ અને પશ્ચાત્તાપની સ્થિતિમાં તેમના પતિના મિત્રો એમને અહીં સુરક્ષિત રાખવા માટે લઈ આવ્યા હતા.

ચાર માસ પછી સમાચાર ફરી વળ્યા કે સત્યાગ્રહની લડત બંધ થવાથી જેલમાં સજા પામેલાંને વહેલા છોડવામાં આવનાર છે. જેનાં સગાંવહાલાં જેલમાં હતાં તે સહુ આ સમાચારથી અત્યંત રાજી થયાં.

એ અરસામાં હું એક દિવસ આશ્રમમાં ગયો. પેલાં બહેન પ્રસૂત થયાં હતાં, એમણે મને મળવાની ઇચ્છા જણાવી. હું મેટ્રનની ઑફિસમાં ગયો. એક સુન્દર નાની બાળકી સાથે પેલાં બહેન ત્યાં આવ્યાં.

"સત્યાગ્રહના કેદીઓને વહેલા છોડી મૂકવાના છે એ વાત સાચી છે ?" તેમણે મોં નીચું રાખી પ્રશ્ન કર્યો.

"હા, મેં કહ્યું.

"તો પછી મારી શી દશા થશે?" એમણે રડતે રડતે પૂછ્યું. "હજી વીસેક દિવસ સુધી તો હું અહીંથી ન જઈ શકું અને પછી આ બાળકીની શી દશા?"

"તમારા પતિને છૂટતાં તો હજી હું ધારું છું કે માસ દોઢ માસ થશે." મેં એ બહેનને સાંત્વન આપવા કહ્યું. મને પણ મનમાં બીક તો લાગવા માંડી કે કદાચ એ ભાઈ વહેલા છૂટે તો આ બહેનની શી દશા થાય?

પોતાના પુત્ર, ભાઈ, પિતા, મિત્ર જેલમાંથી વહેલા છૂટવાના હોવાથી સૌને આનંદ થતો હતો. આ બિચારી દુર્ભાગી બાળાને પતિ વહેલો છૂટવાને કારણે અનેક પ્રકારની વિપત્તિની કલ્પનાથી ત્રાસ થતો હતો.

પંદરેક દિવસ પછી ખાદીધારી, સુદૃઢ બાંધાનો, અત્યંત ગંભીર મુખમુદ્રાવાળો યુવાન મારે મુકામે આવ્યો.

"—નામની એક બાઈ આપના અનાથાશ્રમમાં છે? મારે એને મળવું છે" તે યુવકે કહ્યું.

"એ નામની કોઈ બહેન આશ્રમમાં હોય તોપણ હું તમને તે બાબતની કાંઇ બાતમી આપી શકું નહિ." મેં જવાબ દીધો: "તમે કોણ છો, શા માટે એ બહેનને મળવા ઇચ્છો છો?"

"એ મારી પત્ની છે અને મને જણાવવામાં આવ્યું છે કે ત્રણચાર માસથી આપના આશ્રમમાં આવેલી છે." યુવકે કહ્યું.

"હું આશ્રમમાં તપાસ કરી તમને જણાવીશ, તમે સાંજે અગર આવતી કાલે મને અહીં મળજો." મેં જવાબ દીધો.

સાંજે હું આશ્રમમાં ગયો અને એ બહેનને બધી હકીકત કહી. એ બહેને મારી સામે સરળ, નિર્ભય નેત્રથી જોઈ કહ્યું: "મેં ખૂબ વિચાર કરી લીધો છે. મને લાગે છે કે આપ એમને મારી બાતમી આપશો તો કાંઈ હરકત નથી, હું એમને ઓળખું છું તે પ્રમાણે તો મને લાગે છે કે એ મને નહિ તરછોડે."

બીજે દિવસે સવારે એ ભાઈ મારી પાસે આવ્યા. મેં કહ્યું: "તમે કહ્યું તે નામની બાઇ આશ્રમમાં છે. તમને હું ચિઠ્ઠી આપું છું તે તમે આશ્રમના સુપરિન્ટેન્ડન્ટને બતાવશો એટલે તમારો મેળાપ કરવાની ગોઠવણ કરશે પરન્તુ હું તમને એક પ્રશ્ન પૂછું? તમે તમારી પત્નીની બધી હકીકતથી વાકેફ છો? તમે ભવિષ્ય માટે શો વિચાર રાખ્યો છે?"

"હા, સાહેબ." તે યુવકે કાંઈપણ ક્ષોભ કે લાગણી બતાવ્યા સિવાય સરળતાથી જવાબ દીધો: "હું મારી પત્નીને મારે ઘેર લઈ જવા અવ્યો છું."

"બધું જાણ્યાં છતાં?" મેં પ્રશ્ન કર્યો.

"અલબત્ત." તે બોલ્યો: "સાહેબ, મેં એ બાબતનો ખૂબ વિચાર કર્યો છે. મને લાગ્યું કે જે કમનસીબ ભૂલ મારી પત્નીએ કરી હતી તેવી જ ભૂલ મેં કરી હોત તો તે મને તજી દેત? એ મને ન તજી દે તો હું એને કેમ તજી દઈ શકું? હું મારી ભૂલ છૂપાવી શકત, એ બિચારી છૂપાવી શકી નહિ. અમારા જીવનમાં એ દુર્ભાગી બનાવ સ્વપ્નવત્ ગણવાનો મેં નિશ્ચય કર્યો છે. આપ બેફિકર રહેશો. હું મારી પત્નીનો વિનાસંકોચે સ્વીકાર કરીશ. અને સાહેબ, નવી જન્મેલી નિર્દોષ બાળકીને આપ હાલ થોડા સમયમાં આશ્રમમાં રાખશો? હું એના ખર્ચનો બંદોબસ્ત કરીશ. થોડા માસ પછી એને લઈ જવાની અમે તજવીજ કરીશું."

મારી આંખમાં આંસુ આવ્યાં. યુવકની પીઠ થાબડી, કાંઈ બોલ્યા સિવાય મેં તેને ચિઠ્ઠી આપી વિદાય કર્યો.

આવા ઉદાર હૃદયના, ઉંચી ન્યાયદષ્ટિવાળા યુવકોના સમાગમમાં આવતાં દેશના ઉજ્જવલ ભાવિ વિશે હું આશાવંત બનતો ગયો છું.

[ ૨ ]

ત્રણેક વર્ષ ઉપરની વાત છે. એક દિવસે અનાથ આશ્રમમાં હું ગયો ત્યારે આશ્રમના સુપરિન્ટેન્ડન્ટે મને કહ્યું: "પોલીસ તરફથી આવેલી એક બાઈ આપની સાથે વાત કરવા માગે છે." મેં પૂછ્યું: "ક્યારે એ બાઈ આવી છે? ક્યાંથી આવી છે? શા માટે પોલીસે એને અહીં મોકલી છે?" સુપરિન્ટેન્ડન્ટે કહ્યું: "ગઈ કાલે જ પોલીસ તરફથી એક યાદી આવી છે અને આ બાઈને આપણા આશ્રમમાં રાખવા મોકલી છે. એના સંબંધી કોર્ટમાં કેસ ચાલે છે. કાઠિયાવાડી જેવી બાઈ જણાય છે. બહારના કોઈ પણ માણસ સાથે એને વાતચીત ન કરવા દેવી એવી તાકીદ પોલીસ તરફથી આપવામાં આવી છે."

અબલાશ્રમ વિભાગમાં મેટ્રનની ઓફિસમાં હું ગયો. થોડીવારે એક પચીસેક વર્ષની કદાવર કદની પણ નિર્માલ્ય શરીરની, ફિકી, સુપ્રમાણ અંગોવાળી, સાધારણ રીતે સારી દેખાવડી કહેવાય એવી, અતિ તેજસ્વી આંખોવાળી એક બાઈ ત્યાં આવી. એના પહેરવેશ ઉપરથી એ કાઠિયાવાડી લાગતી હતી.

"મારી સાથે તમારે કાંઇ વાત કરવાની છે?" મેં પૂછ્યું.

"હાજી, હું બે દિવસથી અહીં આવી છું. મારા સંબંધી

કેસનો નિકાલ થતાં સુધી મારે અહીં રહેવાનું છે. પણ હું કહી દઉં છું કે જેની સાથે હું અહીં અમદાવાદ આવી છું તેનીજ સાથે હું લગ્ન કરવાની છું. ગમે તે થાય." તે બાઇ જરા ઉશ્કેરાઈને બોલી.

"તમે કોની સાથે અહીં આવ્યાં છો? શા માટે અહીં આવ્યાં છો? શી બાબત તમારો કેસ ચાલે છે? તમારી હકીકત મને જણાવશો?" મેં શાન્તિથી તેને પૂછ્યું.

"હાજી, જરૂર. આપે જે રીતે પૂછ્યું તે રીતે આજ આઠ વર્ષમાં કોઈએ મને પૂછ્યું જ નથી, કોઈએ મારી હકીકત જાણવા પ્રયત્ન પણ કર્યો નથી." તે બાઈ જરા ગળગળી થઈ બોલી.

મેં કહ્યું: "તમારી બધી હકીકત વિસ્તારથી મને કહો. જે મુશ્કેલી હશે તેનો આપણે બનતો પ્રયત્ન કરી તોડ કાઢીશું અને બીજું કાંઈ નહિ બને તો પણ અહીં તો તમે નિર્ભય નિશ્ચિન્તપણે રહી શકશો."

બાઈએ પોતાની હકીકત શરૂ કરી: "કાઠિયાવાડના—ગામની હું વતની છું. મારા બાપ યજમાનવૃત્તિ કરે છે. સાત વર્ષની હું થઇ ત્યારે મારી મા મરી ગઈ. મારે કોઈ ભાઈબ્હેન નથી. બાપે મને દસમે વર્ષે—ગામના એક અડતાળીસ વર્ષના કુળવાન બ્રાહ્મણ સાથે પૈસાની ખાતર પરણાવી. મને પાંચમા ધોરણ સુધી બાપે ભણાવી. ચૌદ વર્ષની ઉંમરે મને સાસરે મોકલી. મારા ધણીને જોઈનેજ મને કંપારી છૂટી. બાવન તેપન વર્ષનો એ માણસ દુબળો, પળિયાંવાળો, લગભગ પાંસઠ વર્ષ જેવડો લાગતો હતો. આ માણસ સાથે સંસાર કેમ જશે એનો વિચાર કરતાં જ હું ત્રાસી ગઈ. બે ત્રણ દિવસમાં જ હું તો પાછી મારા બાપને ઘેર ચાલી આવી. પડોશની એક ડોશી આગળ હું ખૂબ રડી અને તેને બધી સ્થિતિથી વાકેફ કરી. ડોશીએ બધી વાત મારા બાપને કહી. બાપે કાંઈ

બોલ્યા વગર મને પોતાના ઘરમાં રાખી અને જાણે હું પરણી જ ન હોઉં તેમ મારા પતિનું કે સાસરે મોકલવાનું નામ જ લીધું નહિ. લગભગ સત્તર વર્ષની મારી ઉંમર થઈ ત્યારથી મારે ઘેર ગામ-પરગામના ગરાસીઆ, રજપૂત, વાણિયા વગેરે લોકોની અવર જવર થવા લાગી અને મારા બાપ જાણી જોઈને આ બધા મહેમાનોને સહવાસમાં મને મૂકતા હોય એમ મને લાગ્યું. વરસ છ મહિના બાદ માણસોની અવરજવર અમારે ઘેર વધતી ગઈ અને મને એ માણસોનો પરિચય વધારે મારા બાપ કરાવતા ગયા. હું પણ વિના સંકોચે એ બધા સાથે ભળવાહળવા લાગી."

બાઈ બોલતી જરા ધીમી પડી ગઈ, એનો અવાજ ધીમો થયો અને મારી સામે જોઈ વાત કરતી હતી તે માથું નીચે રાખી વાત કરવા લાગી.

"એક દિવસ એક ગરાસીઓ અમારે ઘેર આવ્યો. સમી સંધ્યાએ અમારે ત્યાં આવ્યો. રસોઈ કરી તેને જમાડી હું મારા બાપની અને તેની પથારી આગલી ઓશરીમાં કરી ઘરના પાછલા ખંડમાં સુવા ગઈ. રાત્રે દસેક વાગે મારા ખંડમાં કોઈ આવ્યું હોય એવું મને લાગ્યું. જાગીને જોયું તો તે મહેમાન મારી પથારી નજીક ઊભેલો હતો. હું ઉતાવળી દોડતી બહારના ખંડમાં ગઈ તો મારા બાપની પથારી ખાલી હતી. ઘરનું બારણું બહારથી બંધ કરેલું હતું. હું બહુજ ગભરાઈ અને બૂમો પાડવા જાઉં છું ત્યાં પેલો મહેમાન મને ઉચકી પાછલા ખંડમાં લઈ ગયો. મેં ધમકી આપી, આજીજી કરી ત્યારે તેણે મને શાંત પાડી સાંત્વન આપવા માંડયું અને મને ત્યાંજ છોડી પોતાના ખંડમાં ચાલી ગયો. સવારે મારા બાપાને બને તેટલી સ્પષ્ટતાથી મેં વીતેલી વાત જણાવી પણ એમણે કાંઇ ઉત્તર ન આપ્યો અને મહેમાનને પણ કાંઇ કહ્યું નહીં. બીજે દિવસે

કાંઈ બન્યું નહિ. ત્રીજે દિવસે ફરી પાછી પેલા દિવસની માફક જ હકીકત બની અને તે દિવસે મારા બધા ધમપછાડા અને ફાંફાં છતાં મારો સર્વનાશ થઈ ગયો ! એક વખતે અજાણ્યે, અનિચ્છાએ નિરુપાયે હું એ રાક્ષસના પંજામાં સપડાઇ એટલે એ પોતાને મારો માલીક સમજવા લાગ્યો અને લગભગ પંદર દિવસ સુધી તે અમારે ત્યાં આ પ્રમાણે રહ્યો. મારા બાપ એને ખુશ રાખવાના સર્વ પ્રયત્ન કરતા. આ પછી બે મહિને એ પોતાના બીજા ત્રણ મિત્રો સાથે આવ્યો અને પોતાના બધા મિત્રો સાથે મારો પરિચય કરાવ્યો. ધીમે ધીમે અમારા ઘરમાં જાતજાતના માણસો આવતા ગયા અને સર્વની બધી જાતની તાબેદારી મારે ઉઠાવવી પડતી. આ સ્થિતિથી હું ત્રાસી ગઈ. મારા બાપ મને નવાં નવાં લૂગડાં ઘરેણાં વગેરે કરાવવા લાગ્યા અને અમારા ઘરને માળ કરાવવાની પણ તૈયારી થવા લાગી. આવી ત્રાસદાયક સ્થિતિમાંથી બચવા મેં અમારા ગામના પટેલને, જ્ઞાતિના શેઠને, દરબારી અધિકારીને કાગળો લખ્યા. તે બધા એક પછી એક મારા બાપ પાસે આવી ગયા અને તેમણે એ સહુને કોઈ રીતે સમજાવી વિદાય કર્યા. અમારી જ્ઞાતિના શેઠ તો મારી પાસે આવી મને આ સ્થિતિમાંથી બચાવવાને બદલે મારી પાસે અધમ માગણી કરવા લાગ્યા ! ”

આટલી હકીકત કહેતાં બાઇ રડી પડી. થોડીવારે શાન્ત થઈ તેણે પોતાની હકીકત પાછી શરૂ કરી.

“ આ પ્રમાણે આ નર્કની સ્થિતિમાં સાત વર્ષ મેં ગાળ્યાં. હું એટલી લપટાઈ ગઈ હતી, ધીમે ધીમે એટલી બેપરવા અને લાગણીહીન થતી જતી હતી કે હવે વિના સંકોચે હું આ સ્થિતિને આધીન થઈ રહેતી.

આજથી પંદર દિવસ ઉપર અમારી પાસેના ગામનો એક

  

વાણિયો અમારે ઘેર આવ્યો. એ ગામના નગરશેઠનો એ દીકરો હતો અને ઘણો શ્રીમંત હતો. બાપાએ એની ખૂબ મહેમાનગીરી કરી. જાડો, શીળીના ચાઠાંવાળો, કાળો. અતિશય બદસીકલ એ વાણિયો મારો પરિચય વધારવા મારી પાસે આવ્યો. એક બે દિવસ તો મેં એમની દરકાર કરી નહિ પણ ચોથે દિવસે એણે વધારે હિંમત કરવા માંડી. મારા બાપ કામનું બહાનું કાઢી સવારમાં પરગામ ચાલ્યા ગયા. મારી સ્થિતિ અતિશય ભયભરેલી થઈ પડી, અત્યાર સુધીના આખા જીવન ઉપર મને, આ વાણિયાનો વિચાર કરતાં એકદમ તિરસ્કાર આવ્યો. અને સંધ્યાકાળે હું ઘરમાંથી નીકળી ગામ બહાર બેએક ગાઉ ઉપર ખેતરમાં કુવા પાસે પહોંચી ગઈ."

જાણે કે અત્યારેજ ગભરાતી ગભરાતી એ બાઈ કુવા પાસે દોડતી આવી પહોંચી હોય એમ એની આંખોમાં ગભરાટ અને ત્રાસ જણાવા લાગ્યો.

"કુવામાં પડવાનો હું વિચાર કરું છું ત્યાં છેટેથી આવતા એક માણસે મને બૂમ પાડી. મેં તે બાજું જોયું અને એનું કહેવું સાંભળી રહું ત્યાં તો એ દોડતો આવી પહોંચ્યો અને મને પકડી રાખી મારી હકીકત પૂછતાં મેં તેને થોડીઘણી વાત કહી. તે માણસે મને સાંત્વન આપી પોતાને ઘેર લઈ જઈ રક્ષણ આપવાનું જણાવ્યું. એની બોલીચાલી, દેખાવ, પહેરવેશ વગેરે ઉપરથી મને એ કોઈ સજ્જન લાગ્યો એટલે હું તેની સાથે ગઈ. એકાદ ગાઉ છેટું તેનું ગામ હતું, ત્યાં રાત્રે આઠેક વાગે અમે પહોંચી ગયાં. પોતાના ઘરની સ્ત્રીઓની સંભાળમાં તેણે મને સોંપી. બીજે દિવસે મને ખબર પડી કે તે માણસ મુસલમાન હતો. અને ગામમાં સારી સ્થિતિનો જમીનદાર હતો. બપોરે તેણે આવી મને કહ્યું કેઃ 'તમારે મારા ઘરમાં રહેવું હોય તો રહી શકો છો. પરંતુ હું શાદી કર્યા વિના તમને નહિ રાખી શકું. તમારે જો શાદી કરવાનો વિચાર હોય તો

આપણે બીજે ગામ જઇ શાદી કરવી પડશે. શાદી ન કરવાનો વિચાર હોય તો તમારા કોઈ સગાસંબંધી જે ગામ હોય ત્યાં હું તમને મોકલી દઉં. તમે બરાબર વિચાર કરી મને જવાબ દેજો."

મેં વિચાર કર્યો કે મારે ઘેર તો હવે મારે પાછા જવુંજ નથી. જે સ્થિતિમાં હું ચાલી આવી છું તે સ્થિતિમાં બીજાં કોઈ સગાસંબંધીઓ મને સંઘરે એ પણ સંભવિત નથી, તેમ કોઈ બીજાં સગાસંબંધીઓને હું ઓળખતી પણ નથી. મારે માટે તો બીજો શો ઉપાય? બહુ લાંબો વિચાર કરી મેં તેમને જણાવ્યું કે તેમની સાથે શાદી કરી હું તેમને ઘેરજ રહીશ. અમે સાંજે ઘેરથી નીકળી પાસેના સ્ટેશનને ગામે રાતની ગાડીમાં બેસી—ગામ જવા નીકળ્યાં. દરમિયાન મારા બાપને ઘેર મારી શોધાશોધ થઈ રહી અને તેમણે મને શોધવા મોકલેલો એક માણસ એજ સ્ટેશને આવી પહોંચ્યો. મને તેમણે જોઇ અને પૂછપરછ કરતાં તેમને કોઈ ખોટા ગામનું નામ આપી અમે ટ્રેનમાં બેસી ગયાં. પેલો શોધ કરવા આવનાર માણસ પણ એજ ગાડીમાં બેસી ગયો. અમે જણાવેલું ગામ વચમાં આવતાં તે ઉતરી ગયો અને અમે તો ગાડીમાંથી ન ઉતરતાં સીધા અમદાવાદ આવી પહોંચ્યાં. અમદાવાદ સ્ટેશને મારા બાપ તરફથી તાર મળવાથી પોલીસે અમને સ્ટેશન ઉપર પકડી લીધાં. બે દિવસ ઉપર મારા બાપ, ગામના પટેલ, નગરશેઠ વગેરે બધાં આવી મને સમજાવવા લાગ્યા, અને પોતાની સાથે પાછી લઈ જવાનું કહેવા લાગ્યા. મને ભગાડી લાવવા માટે એ માણસ ઉપર કેસ ચાલે છે અને તે દરમિયાન મને અહીં રહેવા મોકલી છે."

"હવે તમે શું કરવા માગો છો? તમે એ માણસ સાથે લગ્ન તો નથી કર્યું ને?" મેં પૂછ્યું.

બાઈએ ખૂબ આવેશમાં આવી જઈ ઘાંટો પાડીને બોલવા માંડ્યું:—"ના, લગ્ન તો નથી કર્યું, પણ કરવું છે. મારા બાપ,

ગામના લોક, ગામના પટેલ બધાંને હવે મારી વહારે ધાવાનું સૂઝે છે. પેલા કોઈ હિંદુસમાજ કે આર્યસમાજવાળા કે એવા કોઈ કોર્ટ પાસે આવી મને મુસલમાનને ન પરણવાનું સમજાવતા હતા. બધાને હું મુસલમાન થઈ જાઉં એ બહુ આઘાત જેવું લાગે છે. હું બધાને પૂછું છું કે આટલા દહાડા સૌ ક્યાં સંતાઈ ગયા હતા ? પેલા અમારી ન્યાતના શેઠ તો મેં મદદ માગી ત્યારે મારી આબરૂ લેવા આવ્યા હતા ! મારા સગાંવહાલાં, ન્યાતવાળા, હિંદુસમાજ મને હવે શું રક્ષણ આપવાનાં છે ? એ બધાંને, મારી અત્યાર સુધી ત્રાસજનક સ્થિતિ હતી, ત્યારે તો કોઈ લાગણી થઈ નથી, ત્યારે મને બચાવવાનું કોઇને સૂઝયું ન હતું. રાક્ષસ જેવા બાપના ત્રાસની વાત સૌ જાણતાં છતાં કોઇએ ન તો મને રક્ષણ આપ્યું કે ન તો મારા બાપને શિક્ષા કરી. અને હવે મને મોતમાંથી ઉગારનાર, મને રક્ષણ આપનારની સાથે હું લગ્ન કરી ઘર માંડવા જાઉં છું ત્યારે બધાંની આબરૂને બટ્ટો લાગે છે, એમનું નાક કપાઇ જાય છે ! એ મુસલમાન છે માટે ? હું એને જ પરણીશ. એ મારો તારણહાર છે, હું શા માટે એને પરણું નહિ ?"

મેં કહ્યું "શા માટે નહિ ?"

## [ 3 ]

"આવો, આવો, ગોદાવરી બહેન ! તમે ક્યાંથી ભૂલાં પડ્યાં ?" એક દિવસે એક યુવતી એક પ્રૌઢ વયના ગૃહસ્થ અને એક વૃદ્ધ સ્ત્રી સાથે મારે મકાને આવી, તેને મેં કહ્યું.

"હાજી, આજ આપનું ખાસ કામ પડવાથી અમે આવ્યાં છીએ. આ મારા બાપુ છે અને આ મારાં દાદીમા છે." તે યુવતીએ જવાબ દીધો. "મારા બાપુજી આપને ખાસ મળવા માગે છે એમને આપની મદદની જરૂર છે. આપ મને ભૂલી ગયા નથી

એમ લાગે છે. આપ ટ્રેનિંગ કૉલેજમાં હતા, ત્યારે તો હું ચોથી ચોપડી ભણતી હતી. ત્યારપછી આપે એક વખત અમારી વર્નાક્યુલર ફાઈનલ પરીક્ષા લીધેલી તે આપને યાદ છે?"

"મને બરાબર યાદ છે." મેં કહ્યું. એ બાળા ફીમેલ ટ્રેનિંગ કૉલેજની પ્રેક્ટિસિંગ સ્કૂલમાં ભણતી હતી, ત્યારથી ઘણીજ ચંચળ અને ભણવામાં હોંશિયાર હતી. વર્નાક્યુલર ફાઈનલ પરીક્ષામાં ગુજરાતી વાચન એનું આખા વર્ગમાં ઉત્તમ હતું અને પ્રશ્નોના જવાબ બહુ જ સારી રીતે એણે આપ્યા હતા તે મને બરાબર યાદ હતું. ફીમેલ ટ્રેનિંગ કૉલેજમાં એ શિક્ષકોની બહુ માનીતી હતી.

"કહો, ભાઈ, આપને મારું શું કામ પડયું?" મેં એના પિતાને પૂછ્યું.

"સાહેબ, આ મારી દીકરી મને અહીં આપની પાસે લઈ આવી છે. હકીકત એવી છે કે એને મેં બહુ નાનપણમાં–દસેક વર્ષની ઉંમરે–પરણાવી દીધી, સારૂં ઘર જોયું પણ વર બાબત તપાસ કરી નહિ અને છોકરો મોટો થતો ગયો તેમ વંઠેલ, વ્યસની અને ઠોઠ નીકળ્યો. દીકરીને સત્તરમે વર્ષે મેં સાસરે વળાવી, પણ ચાર પાંચ દિવસમાં તો એ દુષ્ટે એને મારીને કાઢી મૂકી. તારા બાપને ઘેરથી પૈસા લઈને આવ એમ કહી એને ધકેલી મૂકી. દીકરી ઘેર આવ્યા પછી મારો તો એને પાછો મોકલવાનો વિચાર જ ન હતો, પણ આ મારી ડોશીએ ખાસ દબાણ કરી, સો રૂપિયા દીકરીને ગાંઠે બંધાવી ત્રણ મહિના પછી ફરી સાસરે મોકલી. દસ દિવસ પછી વળી પૈસા ઝુટાવી લઈ, એને પાછી મારીને મારે ઘેર મોકલી દીધી. આ વખતે તો દીકરીએ પણ જવાની ચોખ્ખી ના પાડી અને મેં પણ દૃઢ નિશ્ચય કર્યો કે હવે કદી એને સાસરે ન મોકલું. એ માણસનો દુરાચાર અને સ્વચ્છંદ વધતા ગયા. એના ઘરનાં માણસો પણ એનાથી કંટાળ્યાં, એણે ઘરબાર વેચી દીધાં અને એક કાળી બાઈને રાખીને રહ્યો.

મેં વિચાર કર્યો કે દીકરીને સંસાર તો બગડયો—હવે એને ભણાવી કાંઈ ધંધો કરી પોતાનો નિર્વાહ કરે એવી સ્થિતિ કરવી જોઇએ. એને કૉલેજમાં દાખલ કરી અને એનો અભ્યાસ બહુ સારી રીતે ચાલવા લાગ્યો. અમારી જ્ઞાતિમાં છૂટાછેડા તો થાય પણ અમારા ઘરની આબરૂની ખાતર અને આની મા તથા આ ડોશીને લીધે મેં એ વિચાર માંડી વાળ્યો. દીકરી રોજ નિયમસર નિશાળે જતી અને એને દસ રૂપિયાની સ્કૉલરશીપ પણ મળવા લાગી.

૭ સાત માસ પછી એના વરને મેં અહીં બજારમાં જોયો. એ તો સુરત જિલ્લાનો છે. એને અહીં આવેલો જાણી મને દહેશત લાગી એટલે દીકરીને સખત તાકીદ કરી દીધી કે એ લઈ જવાનું કહે તો ભૂલેચૂકે પણ હવે કબૂલ કરીશ નહિ."

"ભાઈ સાહેબ, મારા દીકરાએ આ મનાઈ હુકમ તો કાઢયો પણ લાંબો વિચાર ન કર્યો." ડોશીએ હવે આગળ કથા ચલાવી. "એક દિવસ નિશાળેથી ઘેર પાછી આવતાં આ મારી દીકરીને એના વરે રસ્તામાં રોકી અને અતિશય આજીજી કરી રસ્તાની બાજુએ એને વાત કરવા લઈ ગયો. પોતાના ભૂંડાં કામનો એણે દીકરી આગળ ખૂબ પસ્તાવો કર્યો અને પોતાને ખાવાના પણ સાંસા છે એમ કહી દીકરી પાસે રડી રડીને મદદ માગી. ગમે તેવો તો પણ પોતાનો ધણી જ ને ? દીકરીને દયા આવી અને ગજવામાંથી એક રૂપિયો કાઢીને આપ્યો અને ઘેર ચાલી આવી એણે બાપની બીક કોઈને ઘરમાં કંઈ વાત કરી નહિ. ત્યારપછી ત્રણ ચાર દિવસે ફરી રસ્તામાં એનો ભેટો થઈ ગયો અને દીકરીને પોતાની ઓરડીએ લઈ ગયો. પોતે હવે બહુ પસ્તાય છે અને હવે ખૂબ સુધરી ગયો છે, કાંઈ કામધંધો શોધવા અહીં આવ્યો છે પણ ધંધે લાગે ત્યાં સુધી ખાવાનું કાંઈ સાધન નથી એમ કહી દીકરીનું દીલ ખૂબ પીગળાવ્યું. દીકરીએ પોતાની સ્કૉલરશીપમાંથી ૭ રૂપિયા તેને બીજે

દિવસે ઘેરથી લાવી આપવાનું કહ્યું અને બન્ને છૂટાં પડ્યાં. બીજે દિવસે એને ઘેર જઈ દીકરીએ છ રૂપિયા આપ્યા."

"તે દિવસે મારી સાથે એવી સારી રીતે વાતચીત કરી કે હું ભોળવાઈ ગઈ અને જ્યાં સુધી એ ધંધે લાગે નહિ ત્યાં સુધી મારી સ્કોલરશીપના પૈસામાંથી મદદ કરવાનું વચન આપીને હું ઘેર ગઈ." ગોદાવરીએ પોતાની હકીકત વચમાં કહી.

"એ બન્ને તો વખતોવખત મળવા લાગ્યાં અને બાપથી તેમજ અમારા સહુથી છાનાં તેને પૈસાની મદદ પણ આ દીકરીએ કર્યા કરી. બાપડી ભોળી છોકરી એ રાક્ષસને ઓળખી ના શકી અને ફસાઈ પડી." ડોશી બોલતાં બોલતાં રડી પડી અને ગોદાવરીએ પણ નીચું માથું નાખી આંસુ પાડવા માંડ્યાં.

"એ લોકો આ પ્રમાણે બે મહિના સુધી મળતાં રહ્યાં. પંદર દિવસ ઉપર દીકરી એની મા પાસે એકદમ ખૂબ રડી પડી. એની મા તો સાવકી છે પણ બે બરોબરીઆં છે અને સગી બહેનો જેવો બનાવ છે. ખૂબ ડૂસકે ડૂસકે રડ્યાં પછી માને કહ્યું "બહેન, હવે મારું શું થશે? મારાથી બાપાજીને મોઢું કેમ બતાવશે? મને ભોળવીને મારી એણે આ દશા કરી!" એમ બોલી રડતે રડતે બધી વાત એની માને આ દીકરીએ કરી. પેલો રાક્ષસ તો એને ફસાવી, પૈસા બને તેટલા પડાવી ગામ છોડી નાસી ગયો, અને આ બાપડીની તો કફોડી દશા થઈ ગઈ. એ મૂવો અહીં આવ્યો હતો એ કોઈ પણ જાણતું નથી એટલે એના આવ્યાની વાત કોઈ માને પણ નહિ ને મારી દીકરીને માથે ખોટું આળ ચઢે. એના બાપને બધી હકીકત કહેવાની એની માની તો હિંમત ન ચાલી. મેં ધીમે ધીમે બધું જણાવ્યું. એ તો રાતોપીળો થઈ ગયો. એને ને દીકરીને બેને મારી નાખું કહી દીકરીને બોલાવવા માળ ઉપર ચઢવા ગયો. મેં ખૂબ સમજાવી ટાઢો પાડ્યો અને એને શોધી કાઢી, ભાઈ બાપા કરી,

જે પૈસા માગે તે આપી દીકરીને એને ઘેર વળાવવાની સલાહ આપી ત્યારે એ નરમ પડ્યો. પણ એનો તો એના ગામમાં કે કોઈ જગાએ પત્તો નથી. એના ગામમાં તો એને માથાના વાળ જેટલું દેવું થઈ ગયું છે. એટલે ત્યાં તો એનાથી મોં બતાવાય એવું રહ્યું જ નથી. જ્યાં જ્યાં ભાળ કાઢવા જેવું લાગ્યું ત્યાં તપાસ કરાવી પણ એનો કાંઈ પત્તો લાગતો નથી અને આ દીકરીની હાલત તો વધુ મુશ્કેલ થતી જાય છે. હવે શું કરવું તે મુંઝવણમાં અમે તો પડી ગયાં છીએ. દીકરીની આ દશા થઈ છે ત્યારથી મારી વહુએ અનાજ ખાધું નથી. બાપની ઊંઘ ઊડી ગઈ છે અને દીકરીને ભણવા ગણવાનું છોડી દેવું પડયું છે. આનો શો ઉપાય થાય ભાઈ, આપ કાંઈ રસ્તો સુઝાડો."

ત્રણે જણાં અતિશય મુંઝાઈ ગયાં હતાં. હું પણ બહુ ગુંચવણમાં પડી ગયો. પોતાના પતિની સાથે છાનોમાનો આ બિચારી બાળાએ સંસાર માડ્યો, પતિની દયા ખાઈ તેને પૈસાની મદદ કરી, અને પરિણામે એ દુષ્ટ હિચકારો એને નાજુક સ્થિતિમાં છોડી દઈ નાસી ગયો એટલે જગતમાં આ નિર્દોષ બાળાને કલંકિત ગણાવાનું સર્જિત રહ્યું !

સહુને બનતું સાંત્વન આપી હું તે બાળાને તથા તેની દાદીને લઈ અનાથાશ્રમમાં ગયો. એના બાપને ઘેર વિદાય કર્યો અને તે બાળાના વરની તપાસ ચાલુ રાખવાની સલાહ આપી.

આશ્રમમાં એ બે બાઈઓ વિધવાશ્રમ આગળ ઊભી હતી ત્યાં આશ્રમની મેટ્રન નજરે પડતાં તે બાળા ત્યાંથી પાછી વળી અને ડોસીને કહેવા લાગી કે "આ બહેનને તો હું ઓળખું છું–મારાથી અહીં તો કોઈ કાળે ન રહેવાય."

આશ્રમમાં એ બાળાએ રહેવાની સાફ ધસીને ના પાડવાથી મારી મુશ્કેલી વધી. પણ મને એક ઉપાય સૂઝ્યો. શહેરના દૂરના

ભાગમાં...પુરામાં અગાઉ આશ્રમમાં આવેલી એક બાઈ પુનર્લગ્ન કરીને છ સાત વર્ષથી પતિ અને બે છોકરાં સાથે સુખી સંસાર માંડીને રહેતી હતી, તેની મદદ લેવાનો મેં વિચાર કર્યો. ગોદાવરીને તે બાઈને બરાબર સોંપી તેની સંભાળ લેવાનું જણાવ્યું અને તે છૂટી થયે બાળકનો બંદોબસ્ત આશ્રમમાં કરવાની ગોઠવણ કરી.

બે માસ પછી આશ્રમમાં એ બાઈ તરફથી એક હૃષ્ટપુષ્ટ બાળક મોકલવામાં આવ્યું અને બીજા બે માસ પછી એ બાળકને મુંબઈના એક સારા ગૃહસ્થ કુટુમ્બનાં દંપતી દત્તક લઈ ગયાં.

ગોદાવરીની મુંઝવણ ટળી ગઈ અને હું એની બાબતમાં નિશ્ચિન્ત થઈ ગયો હતો.

પાંચેક મહિના પછી ભગવાન પટેલ–ગોદાવરીનો બાપ–મારી પાસે આવ્યો અને ગોદાવરીના પતિનો પત્તો મળ્યો હતો અને તેને સાતસો રૂપિયા આપી ફારગતી મેળવી હતી એવી હકીકત મને જણાવી. "એને ફરી ઠામ બેસાડવાની પણ મેં ગોઠવણ કરી છે. સારો ભણેલો, રળતો કમાતો અમારી ન્યાતનો જ જુવાન છે. આપને જણાવવા આવ્યો છું." પટેલે કહ્યું.

"ગોદાવરીની સંમતિ લીધી છે? એ ઉમરલાયક છે એટલે એની ઇચ્છા જાણવી જોઈએ. એની પૂરી ખુશી હોય તો જ વિચાર કરજો." મેં કહ્યું.

"હાજી, એ પણ ખુશી છે. આપ એને જુઓ તો આપ પણ એને જરૂર પાસ કરો." ભગવાન પટેલ બોલ્યો.

"તો, બહુ સારૂં, પણ એ ભાઈ બધી હકીકત જાણે છે?" મેં પૂછ્યું.

"એ શું બોલ્યા સાહેબ! એવી વાત જાણીને તે કોઈ પરણે ખરૂં? આપ અનુભવી થઈને એવો સવાલ કરો છો?" મેં કહ્યું. "અનુભવી હોવાથી જ કહું છું કે એવી વાત પ્રથમથી ખુલાસાપૂર્વક

જણાવવામાં જ લાભ છે. મોડી વહેલી એ વાત જાણવામાં તો આવે છે જ અને પછી બન્નેની આખી જિંદગી ધૂળધાણી થઈ જાય છે."

"જી, આપનું કહેવું મારા ધ્યાનમાં ઉતરતું નથી. એ વાત કોઈ કાળે ખબર પડવાનો સંભવ નથી અને ફારગતી તો ન્યાતની રીતસર લઈ લીધી છે." પટેલે કહ્યું.

"જેવી તમારી મરજી. દીકરી સુખી થાય અને એને મનગમતો વર મળે એટલે પત્યું. ચાલો, તમે પણ હવે નિશ્ચિન્ત થયા." મેં કહ્યું.

ભગવાન પટેલની આંખમાં પાણી આવી ગયાં. ગદ્‌ગદ્ કંઠે એ બોલ્યા. "સાહેબ, આપે મને જે મદદ કરી છે તે જિંદગી પર્યન્ત નહિ ભૂલું."

આઠેક મહિના પછી છાપામાં એક દિવસ મારા વાંચવામાં આવ્યું: "એક યુવતીનું ત્રાસજનક મરણ. ગોદાવરી નામે એક બાવીસ વર્ષની યુવતી શહેરમાં...પોળમાં ગઈ કાલે પોતાના શરીર પર ઘાસતેલ છાંટી બળી ગઈ. બાઈનું લગ્ન......ગામના......સાથે થોડા માસ ઉપર જ થયું હતું. પતિ-પત્નીને કદી અણબનાવ જેવું કોઈની જાણમાં નથી. પોળના લોકોને પણ આ બાઈના આપઘાતથી બહુ આશ્ચર્ય થાય છે. પોલીસ આ બાબતની તપાસ ચલાવે છે. વગેરે."

ત્રણ દિવસ પછી ભગવાન પટેલે આવી રડતે મોઢે મારા હાથમાં એક નાની કાગળની કાપલી મૂકી:-

"પેલો માણસ આજ સવારે આવી મને ખૂબ બીવડાવી ગયો. બધી વાત આમને કહી દેવાની ધમકી આપી છે. એ વાત જાણે તો મારું શું થાય? એ જરૂર કહી દેવાનો જ એવી મને ખાતરી હોવાથી હવે મારે માટે બીજો ઉપાય રહ્યો નથી. હું જાણું છું હું સહુને સંતાપ કરાવવાજ જન્મી હોઈશ. સહુને મારા પ્રણામ. સુ. ગટુભાઈને મારા સા. દં. પ્રણામ કહેશો." ગોદાવરી.

[ ૪ ]

અનાથાશ્રમની ઑફિસમાં બેઠો બેઠો એક દિવસ હું હિસાબ તપાસતો હતો, ત્યાં એક માણસે આવી મને એક કાર્ડ બતાવ્યું. કાર્ડ ઉપર ૪૨ નંબર લખેલો હતો, નીચે વિધવાશ્રમનાં મેટ્રનની સહી અને આશ્રમનો સિક્કો તથા તારીખ હતાં. આવનાર માણસે જાડી બનાતનો કાળો ટુંકો ડગલો, જરા મેલા જેવું ધોતિયું અને પહોળી વાળની કાળી બનાતની ટોપી અર્ધે માથે પહેરેલી હતી. તે કદે ઉંચો, ઘઉંવર્ણો કદાવર બાંધાનો અને ભરાવદાર મૂછોવાળો હતો. કાર્ડ મને બતાવી કહ્યું: "સાહેબ, આ ૪૨ નંબરની બાઈને મારે મળવું છે." હું તે માણસ સામે જોઈ રહ્યો અને મને લાગ્યું કે એને મેં અગાઉ કોઈક ઠેકાણે જોયો હતો.

"એ બાઈને મૂકવા તમે આવ્યા હતા ?" મેં પૂછ્યું.

"હાજી, એ મારી સાળી છે અને સાત માસ ઉપર હું અહીં એને મૂકવા આવ્યો હતો. એની મુદત પૂરી થઈ છે. એટલે આજ હું એને ઘેર લઈ જવા આવ્યો છું. હું એને મૂકવા આવ્યો ત્યારે આપને મળ્યો હતો."

"મને યાદ આવે છે કે મેં તમને કાંઈક જોયા છે, ઠીક, એ બાઈને હું સામેના રૂમમાં બોલાવું છું. તે આવે પછી તમે ત્યાં એને મળજો અને એને તમારી સાથે પાછા આવવાની ઇચ્છા હોય તો લઈ જજો."

વિધવાશ્રમની મેટ્રનને બોલાવી તે કાર્ડ મેં આપ્યું અને એ બાઈને ઑફિસની સામેની રૂમમાં મોકલવાની સૂચના આપી. બાઈ ત્યાં આવી છે એવી ખબર મળી એટલે એ ભાઈને મેં ત્યાં મોકલ્યા. હું મારા કામમાં ફરી પાછો લાગ્યો.

વીસેક મિનિટ પછી એક બાઈ તથા એ ભાઈ ઑફિસમાં

આવ્યાં અને તે ભાઈએ કહ્યું: "સાહેબ. મારે આપની સાથે જરૂરની વાત કરવાની છે."

ઑફિસમાં બેઠેલા કારકુનો બહાર ઓટલા ઉપર ગયા એટલે પેલા ભાઈએ શરૂ કર્યું.

"સાહેબ, મારૂં નામ રતિલાલ. હું બી. બી. સી. આઈ રેલ્વેના—સ્ટેશનનો ગુડસ કલાર્ક છું. સાઠ રૂપિયાનો પગાર મળે છે. એ સ્ટેશને બીજી આવક પણ સારી મળે છે. જાતે ભાવનગર રાજ્યના—ગામનો બ્રાહ્મણ છું. આ બાઈ મારી સાળી છે. મારી સ્ત્રી ત્રણ વર્ષ ઉપર ગુજરી ગઈ છે. આ બાઈ મારા ત્રણે છોકરાંની સંભાળ રાખે છે. મારા છેક નાના છોકરાને વીસ દિવસનો મૂકી તેની મા ગુજરી ગઈ. તેને આ બાઈએ જ ઉછેરી મોટો કર્યો છે. એનું નામ સાવિત્રી."

"એ બહેન વિધવા છે? તમારાં સાસુસસરો કોઈ નથી?" મેં પૂછ્યું.

"ના જી, એ બાઈનો ધણી છે. તે મુંબાઈમાં છે. એ દસ વર્ષની હતી ત્યારે એના બાપે ત્રણ હજાર રૂપિયા લઈ એને પરણાવી. એના જેઠ મુંબાઈથી આવી બધી વ્યવસ્થા કરી ગયા. એનો વર તે વખતે વીસ વર્ષનો હતો. મુંબઈમાં મેજીસ્ટ્રેટની કોર્ટમાં એ જાય છે એમ એના જેઠે કહ્યું. એમનું ઘર ન્યાતમાં કુળવાન ગણાતું હતું. અને જેઠે જાતે આવી વીસ વર્ષના કોર્ટમાં જતા યુવતીઆ સાથે સગપણ કરવાનું કહ્યું તેમજ ત્રણ હજાર રૂપિયા મળ્યા એટલે લગનનું નક્કી થઈ ગયું. પખવાડિયામાં લગ્ન થઈ પણ ગયાં. સાવિત્રીનો વર લગ્ન વખતે આવ્યો, ત્યારે બધાંએ જોયો અને બહુ અફસોસ કર્યો પણ પછી શું થાય? રાંટા પગવાળો, ઠીંગણો, બાડો, તોતડો, બે આંગળીનું સાંકડું કપાળ, ચીબુ નાક અને જાડા હોઠ ને ત્રણ દાંત આગળ—એવો આ છોકરો હતો. એ મેજીસ્ટ્રેટની કોર્ટમાં જતો હતો, એ વાત ખરી પણ તે કોર્ટમાં નોકર ન હતો.

કોર્ટ પાસે એના મોટા ભાઈની ચાની હોટેલ હતી. તે કારકુનો માટે ચા લઈને રોજ ત્યાં જતો હતો. ભાઇને આશરે પડેલા અભણ અક્કલવગરના બેડોળ છોકરા સાથે આ બિચારી બાળકીનો ભવ બંધાઇ ગયો."

"મારા લગનની બાબત તો મને બહુ થોડી થોડી યાદ છે પણ ત્યાર પછી બે વર્ષે મારા બાપ મરી ગયા અને તે પછી ત્રણ વર્ષે મને મુંબાઈ મોકલી તે મને બરાબર યાદ છે." સાવિત્રીએ હવે પોતાની કથની શરૂ કરી. "મુંબાઈ હું ગઈ તેને બીજે જ દિવસથી મારા ઉપર જુલમ શરૂ થયો. મારા જેઠનું જ ઘરમાં બધું ચલણ હતું, જેઠાણી દસ વર્ષ ઉપર ગુજરી ગયાં હતાં, છોકરાં છૈયાં હતાં નહિ અને પોતાની ઉંમર પીસતાળીસ વર્ષ ઉપરની એટલે પોતાના ભાઈને પરણાવી ઘરમાં એક મફત કામ કરનાર મજૂરણ એ લઈ આવ્યા હતા."

"એટલેથી જ પત્યું હોત તો પણ ધૂળ નાંખી." રતિલાલે આગળ ચલાવ્યું. "પણ એ માણસની દાનત અતિશય દુષ્ટ હતી. આ બાઈના વર પરષોતમમાં તો જરાપણ પહોંચ નહોતી અને તે તો બધી રીતે એના ભાઈનો ઓશિયાળો હતો એટલે એનું શું ચાલે?"

"બે ત્રણ દિવસ મને લાલચો અને ધમકીઓ આપ્યા છતાં કાંઈ વળ્યું નહિ એટલે એક દિવસ મને ભૂખી રાખી, મકાનને તાળું વાસી એ બે ભાઈઓ બહાર ચાલ્યા ગયા." સાવિત્રીએ આખ્યાન આગળ ચલાવ્યું. "મને લાગ્યું કે હવે આ ઘરમાં રહેવું એ જોખમ ભરેલું છે. હું પાંચ ચોપડી ભણેલી છું. મેં એક કાગળ ઉપર લખ્યું કે, 'આ ઘરમાં મારો જીવ જોખમમાં છે. ભગવાનની ખાતર ઘરનું તાળું તોડી મને કાઢી બચાવો.' આ પ્રમાણે લખી બારીએથી તે કાગળની કાપલી રસ્તા ઉપર નાખી, હું બારીએ ઊભી રહી. રસ્તે જતા એક પારસી જેવા ભાઈએ તે ઉચકી, વાંચી ને આગળ ચાલ્યા.

મને લાગ્યું કે મેં બચાવનો એક માર્ગ લીધો તે પણ નિષ્ફળ ગયો, પણ થોડી જ વારમાં એ ભાઈ એક પોલીસના સિપાઈને લઈ મારા ઘર આગળ આવ્યા અને બારણું ઉઘાડી મને બહાર કાઢી. મને પોલીસ સ્ટેશને લઈ ગયા. ત્યાં મારી હકીકત લખી લીધી અને મને મારી માને ઘેર મોકલી દીધી. એ પરગજુ પારસી ભાઈએ મને રેલ્વે ભાડાના પૈસા ઉપરાંત બે રૂપિયા ખર્ચના આપ્યા. એ રીતે હું મા પાસે ઘેર આવી. એક અઠવાડિયું પૂરૂં પણ હું મુંબાઈ રહી નથી."

રતિલાલે આગળ ચલાવ્યું: "મુંબઈમાં પોલીસ તરફથી આ બાબતની તપાસ થઈ પણ કંઈ વજનદાર પુરાવો ન મળવાથી કેસ ચાલ્યો નહિ અને એ વાત ત્યાંથી બંધ પડી. છ માસ પછી સાવિત્રીના જેઠે એને ફરી મુંબાઈ બોલાવા માટે એની માને કાગળ લખ્યો અને એને કોઇ જાતનું દુઃખ નહિ પડે એવી ખાત્રી આપી એની માને તો એને મુંબાઈ મોકલી દેવાનો બહુ વિચાર હતો પણ સાવિત્રીએ સાફ ધસીને ના કહી અને દૃઢતાથી પોતાના નિશ્ચયને વળગી રહી એટલે માનું કાંઈ ચાલ્યું નહિ. તે પછી એના જેઠે એનો કબજો લેવાની કોર્ટમાં ફરિયાદ કરી. કોર્ટમાં કેસ ચાલ્યો ત્યાં સાવિત્રીએ નિડરપણે બધી હકીકત રજુ કરી એટલે કોર્ટે તેના લાભમાં ચૂકાદો કરી આપ્યો અને એને એની મા સાથે રહેવા દેવામાં આવી. પાંચ વર્ષ ઉપર એની મા ગુજરી ગઈ એટલે તદ્દન નિરાધાર થઇ ગઇ. એની બહેન એને મારે ઘેર લઈ આવી અને પોતાની સાથે રાખી. મારાં બે છોકરાં એની સાથે ખૂબ હળી ગયાં અને બે બહેનો, છોકરાં તથા હું બહુ આનંદમાં રહેવા લાગ્યાં. ત્રણ વર્ષ ઉપર વીસ દિવસનો છોકરો મૂકી મારી સ્ત્રી ગુજરી ગઈ અને છોકરાં તથા ઘર બધું સાવિત્રીને માથે પડયું. મારા સૌથી નાના બાળકને તો માતાની ખોટ એણે પૂરી પાડી છે." વાત કરતાં રતિલાલ ગળગળો થઈ ગયો અને આંખમાંથી તો આંસુ પડવા માંડયાં.

જરા વાર થોભી રતિલાલે પોતાની કથા પાછી આગળ ચલાવી: "સાહેબ, આગળ મારે કાંઈજ છુપાવવાનું નથી. ઘરમાં અમે બે એકલાં જ રહેતાં. સાવિત્રીનો સંસાર ખારો થઈ ગયો હતો. અમે બન્ને ક્ષુલ્લક માનવીઓ છીએ. એટલે અમે બન્ને લથડયાં. આ બાળક જે આશ્રમમાં છે તેને માટે હું જવાબદાર છું અને તેટલા જ માટે મેં આપને તે વખતે જ કહ્યું હતું કે આ બાઈ છૂટી થાય, પછી તેનું લગ્ન મારી સાથે કરાવી આપજો."

"પણ તે વખતે હું જાણતો ન હતો કે બાઈ સધવા છે અને તમે આજે જણાવેલી હકીકતની પણ મને તે વખતે બિલકુલ ખબર ન હતી." મેં જવાબ દીધો.

"હાજી, એ ખરૂં, પણ હવે આપને બધી હકીકત મેં જણાવી. મને હવે આ બાઈ પ્રત્યે ખરેખરી હૃદયની લાગણી છે. મારા દોષનું પ્રાયશ્ચિત્ત કરવાનો એ જ રસ્તો છે કે મારે તેની સાથે વિધિપૂર્વક જાહેરમાં લગ્ન કરવું. એ બાઈની પણ એ બાબતમાં સંપૂર્ણ ખુશી છે."

"પણ તે કેમ બને?" મેં કહ્યું." એનો ધણી જીવતો છે ને? એ રીતે લગ્ન કરનાર તો ગુનેગાર ગણાય."

"ત્યારે અમારે શું કરવું? આ બાઈને મારાં છોકરાંની–સૌથી નાના ચંદુની–એટલી માયા લાગી છે, મારો ઘર વ્યવહાર એણે એવો ઉપાડી લીધો છે કે એને ઘેર લઈ ગયા સિવાય હવે બીજો ઉપાય નથી. અને હવે એને અગાઉની સ્થિતિમાં મારે ઘેર રાખવી એ બિલકુલ અયોગ્ય છે, એમ મને લાગે છે."

"જુઓ ભાઇ, હિંદુ કાયદા મુજબ એ બાઈને પોતાના ધણી પાસેથી છૂટાછેડા મળી શકે નહિ. છૂટાછેડા મળે નહિ ત્યાં સુધી કાયદેસર એ કોઈની સાથે લગ્ન કરી શકે નહિ. લગ્ન કર્યા સિવાય, તમે કહો છો તે સંજોગોમાં, હવે એ તમારે ઘેર પણ રહી શકે નહિ. એટલે હું તો એક જ ઉપાય સૂચવું છું. એ બાઈને અહીં આશ્રમમાં

રહેવા દો. પોતાનું નવું બાળક ઉછેરશે, તમારા ચંદુને પણ અહીં એની સાથે રાખવા મોકલી આપો, એના ભરણપોષણ માટે તમે આશ્રમ સાથે બંદોબસ્ત કરો અને એ અહીં છોકરાં ઉછેરશે, સીવણ ભરત કરશે અને વખતોવખત તમારાં છોકરાંને મળતી રહેશે. એ સિવાય એક ઉપાય મને સૂઝતો નથી." મેં ખુલાસો કર્યો.

રતિલાલનો ચહેરો લાલ થયો. ખુરશી ઉપરથી તે ઊભો થઈ ગયો, ઉશ્કેરાઈને બોલ્યોઃ "સાહેબ, એ મારી સાથે લગ્ન કરીને રહે એ નીતિને ધોરણે મને જરા પણ ગેરવાજબી લાગતું નથી. છૂટાછેડા તો મળી જ ચૂકેલા છે ને? એના દુષ્ટ જોડના કબજામાં એ પાછી જાય? એની સ્વર્ગસ્થ બહેનને સ્થાને હું એને સ્થાપવા માગું છું. મારું, મારાં છોકરાંનું અને મારા ઘરનું સુખ સાધવા માગું છું. ન્યાતજાત અને લોકનીંદાની હું અવગણના કરવા તૈયાર છું. છતાં, મને કાયદાનો બાધ નડે છે? કાયદો સમાજના સુખ અને સગવડ માટે છે કે કનડગત કરવા માટે? એ તમારા કાયદાને હું ગણવાનો નથી. અમે વિધિપૂર્વક લગ્ન કરીશું."

"એ રીતે લગ્ન કરવાથી તમે બન્ને જેલમાં જશો પછી તમારું, કુટુમ્બનું અને છોકરાંનું સુખ ક્યાં રહ્યું?" મેં એને સમજાવવાનો પ્રયત્ન કરતાં કહ્યું.

"આપ કહો છો તે હિંદુ કાયદો છે ને? તો અમે બન્ને મુસલમાન થઈ જઈશું. મુસલમાન થવાથી સાવિત્રી પોતાના ધણીથી છૂટી એની મેળે જ થઈ જશે. મુસલમાન થઈ અમે બન્ને શાદી કરીશું. અને પછી આર્ય સમાજના વિધિથી શુદ્ધિ કરાવી પાછા હિંદુ થઈશું. ચાલો ઊઠો, સાવિત્રી, આપણે માટે એજ એક રસ્તો છે."

સાવિત્રીને લઈ રતિલાલ આશ્રમમાંથી ચાલ્યો ગયો. એમને વિષે ત્યાર પછી મેં કાંઇ સાંભળ્યું નથી.

[ ૫ ]

નન્દા સાત વર્ષની હતી ત્યારે તેના બાપ ગુજરી ગયા, આઠ વર્ષની ઉંમર થઈ ત્યાં તેની માતા પણ પતિની પાછળ ચાલી. એક વિધાવા ફોઈને આધારે નન્દા ઉછરી. દૂરનાં બીજાં સગાં હતાં અને નજીકમાં એક મામો હતો. તેના ઘરમાં પૈસાદાર પત્નીનું ચલણ વધારે પડતું હોવાથી પોતાની બ્હેનની નિરાધાર દીકરીને ઉછેરવા તે પોતાના ઘરમાં લાવી શક્યો નહિ. ફોઈ મહામુશ્કેલીએ પોતાનું ગુજરાન ચલાવતી હતી, ત્યાં આ આઠ વર્ષની માબાપ વગરની છોકરીને પાળવાનું એને માથે આવી પડ્યું. બ્રાહ્મણની જાત એટલે રાંધીને, શ્રાદ્ધસંવત્સરીએ જમવાનું મળવાથી અને સંક્રાન્ત, બળેવ વગેરે પર્વે દાનદક્ષિણાથી પોતાનું અને આ બાળકનું ગુજરાન જેમ તેમ ચલાવતી ગઈ. નન્દા નવ વર્ષની થઈ ત્યારે ન્યાતના એક પચીસ વર્ષના માણસ તરફથી તેનું માગું આવ્યું. માગું કબૂલ થાય તો આઠસો રૂપિયા ફોઈને મળવાના હતા. મૂરતીઓ વ્યસની, નિર્ધન, અભણ અને ઘરબાર વગરનો હતો. પણ ઘરનો કુળવાન ગણાતો હતો. “નન્દાના નસીબમાં સુખસંપત્તિ હશે તો એને પગલે બધાં સારાં વાનાં થશે. શ્રીમંત અને ઘરબારવાળો વર જોયો હોય અને છોકરીના નસીબમાં સુખ ન હોય તો ઘડીના છઠ્ઠા ભાગમાં બધું સાફ થઈ હાથે વાસણ માંજવાનો વખત આવી પડે એવું ક્યાં નથી બનતું ?” ફોઈબાએ આ રીતે મન વાળીને નન્દાનું વેવિશાળ નક્કી કર્યું. મૂરતીઆએ ત્રણસો રૂપિયા તત્કાળ ગણી આપ્યા અને જો પંદર વીસ દિવસમાં જ લગ્ન લેવાય તો બાકીના પાંચસો પણ આપવાની કબૂલાત આપી. “ધર્મના કામમાં ઢીલ શી ?” ફોઈએ વિચાર કર્યો. નન્દાના વરને મા, બાપ કે બીજું કોઈ વડીલ હતું નહિ. એક મોટો ભાઈ હતો. તે પોતાના કુટુમ્બ સાથે દૂર પરદેશ રહેતો. નન્દાનો વર રેલ્વે કંપનીમાં છેક હલકી નોકરી ઉપર હતો.

અને ત્યાં પણ બાંધ્યો પગાર ન હતો. એન્જિનમાંથી કોલસા અને રાખ ઠાલવી ઢગલો કરવાની મજૂરી કરવી એ એનું કામ હતું. બ્રાહ્મણ હતો પણ સર્વ રીતે નાલાયક હોવાથી આજ કામ તેને મળી શકયું હતું. જે દિવસે કામે જાય ત્યારે આઠ દસ આના મળે, આવી સ્થિતિ છતાં આડસો રૂપિયાને લોભે નિર્ધન ફોઈએ નન્દાને નવ વર્ષની વયે આવા રખડેલ ભિખારી સાથે પરણાવવાની તેમણે તૈયારી કરી.

આવા સર્વ રીતે અયોગ્ય લગ્નની ખબર દૂરનાં સગાં અને જ્ઞાતિજનોને પડતાં તેમણે તે અટકાવવાનો ખૂબ પ્રયાસ કર્યો. જે દિવસે લગ્ન નિરધાર્યું હતું તે દિવસે સ્ટેશન ઉપર અને ભાગોળે તથા મહોલ્લામાં જ્ઞાતિ યુવક મંડળે પિકેટીંગ કરવાની વ્યવસ્થા કરી. નન્દાનો વર રેલ્વેમાં નોકર હોવાથી રાતોરાત ગુડસ ટ્રેનના એન્જિનમાં બેસી સ્ટેશનથી દૂર જંગલ જેવી જગાએ ગાડી ઊભી રખાવી ઉતરી ગયો. અગાઉના સંકેત મુજબ નન્દાને તેની ફોઈ ત્યાં લઈ આવ્યાં હતાં. નન્દાને હાથે ઉતાવળમાં મીંઢળ બાંધી દેવામાં આવ્યું. નન્દાએ રડારોળ કરવા માંડી અને ફેરા ફરવાની ના કહી, ત્યારે ફોઈ અને ગોરે તેને ધક્કો માર્યો એટલે નન્દા દૂર જઈ પડી. અર્ધો ફેરો એ રીતે ફરેલો ગણાયો. વળી પાછી હાથ ઝાલીને એને ઘસડી એ રીતે જાતે ફરીને નહિ પણ ઘસડીને તેને ચક્કર ફેરવવામાં આવી અને એ મંગળ ફેરા ફરાયલા ગણી લેવામાં આવ્યા. આ પ્રમાણે ઝપાટાબંધ બ્રાહ્મણ અને અગ્નિની સાખે નન્દાનાં લગ્ન થઈ ગયાં. રડતી કકળતી નવ વર્ષની નન્દા આવા રખડેલ વ્યસની અને મજૂર બ્રાહ્મણ સાથે જોડાઈ—સદાને માટે જોડાઈ કારણ કે લગ્ન વિધિઃ પુરસર કરવામાં આવ્યાં હતાં !

ચૌદ વર્ષે નન્દાને પતિને ઘેર મોકલી. પતિ પશુવત્ જીવન ગાળતો હતો. એ પશુવત્ જીવનમાં રોજ માર, ગાળાગાળી, ભૂખમરો

મળતો અને તે છતાં એ ભિખારી પતિ નન્દાનો માલીક હોવાથી નન્દાને બે બાળક રહ્યાં.

હવે એ દુર્વ્યસની બ્રાહ્મણને ચાર જણાનું પૂરું કરવાનું બહુ મુશ્કેલ લાગ્યું. રેલ્વે ખાતામાં નોકરી કરતા બીજા એક યુવાન સાથે મિત્રતા કરી વખતોવખત નન્દા તથા બાળકોને તેને ત્યાં રહેવા મોકલી આપવા લાગ્યો. આ પરગજુ યુવકે શરૂઆતમાં તો કેવળ દયાની લાગણીથી નન્દા અને તેનાં બાળકોનું પોષણ કર્યું. ધીમે ધીમે નન્દાની ઉપકારવશતા જુદું રૂપ પામી. લંપટ, વ્યસની, અ-સ્વચ્છ અને અભણ પશુ જેવા પતિના ઘરના ત્રાસમાંથી સાદા, સુઘડ, સરળ અને વ્યવસ્થિત ઘરમાં શાન્તિથી ખાવાપીવાનું અને રહેવાનું મળવાથી નન્દાનું આ યુવક પ્રત્યે આકર્ષણ વધતું ગયું. નન્દાના પતિએ–નિર્લજ્જ, નફટ જનાવરે–આવી જાણ થયાં છતાં મુંગી સંમતિ આપી, અને આમ પાંચેક વર્ષ ગાડું ગબડયું.

દરમિયાનમાં નન્દાને એક બીજું બાળક થયું પરંતુ સદ્‌ભાગ્યે તે દસ દિવસમાં મરી ગયું. પ્રસૂતિની સર્વ વ્યવસ્થા અને ખર્ચ એ યુવકે કર્યું, પરન્તુ નન્દાના વરને સહુ કોઈ મહેણાં મારવા લાગ્યાં, ફિટકાર કરવા લાગ્યાં એટલે આટલે વર્ષે એને શૂર ચડયું અને નન્દાને પોતાને ઘેર લઈ જઈ ખૂબ મારી. મારથી અધમૂઈ થયેલી નન્દા પોતાના મામાને ઘેર આશ્રય શોધતી ગઈ. મામાએ તેને સંઘરવા સાફ ના પાડી. બે બાળકોને રાખવાની વિનંતી નન્દાએ મામાને કરી તે પણ ન સ્વીકારાઈ. ફોઈ તો ત્રણ વર્ષ ઉપર મરી ગઈ હતી અને આઠસોમાંથી વધેલા પાંચસો રૂપિયા એની પાછળ ન્યાત કરવામાં જ્ઞાતિજનોએ ખૂબ આનંદથી ખર્ચી નાખ્યા હતા. પેલા યુવકે એને આશ્રય આપવાનું કહ્યું પરન્તુ ત્યાં રહેવાથી પોતાના વરનો ફરી પાછો ત્રાસ વેઠવો પડે એ બીકે, એને તે યુવકને પણ કદાચ જીવનું જોખમ આવી પડે એ બીકે નન્દા પોતાનાં બે બાળકો

સાથે અનાથાશ્રમ આવેલી છે અને અનાથાશ્રમ વિભાગમાં રહી સીવણકામ શીખે છે.

[ ૬ ]

છ વર્ષ ઉપરની આ હકીકત છે.

એક દિવસ સંધ્યાકાળને સમયે લગભગ પીસતાળીશેક વર્ષનો એક ઉંચો, કાળો, કદાવર પુરુષ અને ઓગણીસ વર્ષની એક બાળા મારે મકાને આવી ગાડીમાંથી ઉતર્યાં. તે પુરુષે માથે મેલું ધોળું ફાળિયું, ચેકનો કોટ અને ટૂંકું મેલું ધોતિયું પહેરેલું હતું.

" આને આપના આશ્રમમાં મૂકવાની છે. અત્યારે સીધા અમે ગાડી ઉપરથી ચાલ્યાં આવીએ છીએ. હું આશ્રમમાં આની સાથે જવા માગતો નથી, એટલે આપ કોઈ માણસ સાથે ચિઠ્ઠી લખી આપી આને આશ્રમમાં મોકલી આપો એટલી અરજ કરવા આવ્યો છું. " પેલા પુરુષે ઘરમાં પેસતાંજ મને કહ્યું.

' આ બહેનને મૂકવા આવનાર તરીકે તમારું નામ લખું ? તમારું નામઠેકાણું મને જણાવશો ? ' મેં પૂછ્યું.

" ના ભાઈસાહેબ ! કોઈનું નામ લખવાની જરૂર નથી. આવાં કાળાં કામમાં તે વળી નામ શાં ને ઠેકાણાં શાં ? એને આશ્રમમાં રાખજો–સદાને માટે ત્યાંજ રાખજો. હવે અમારે એ ધર્મેય ન ખપે, અમારે મન હવે એ મરી ગઈ એમ સમજવાનું. એને ફાવે તે કરે, સૂઝે તો કુવામાં પડે. આ તો અમે જૈન એટલે જીવની હિંસા ન થાય તે માટે એને અહીં લાવ્યા. બાકી એને તો ઝેર આપીને કે ગળું દાબીને મારી નાખી હોય તો એ ગેરવાજબી ન ગણાય.

અમારી સાત પેઢીનું એણે તો નાક કાપ્યું, અમારી ખાનદાની ને આબરૂ ધૂળમાં મેળવી અમારે ગામમાં મોં બતાવવાનું ન રહ્યું. હવે એ મરે કે જીવે એની અમને કાંઈ પડી નથી.” પેલા માણસે ખૂબ આવેશથી બોલવા માંડયું.

“તમારી એ પુત્રી છે?” મેં પૂછ્યું.

“અરે સાહેબ, મારા દીકરાની એ વિધવા છે. દીકરો ચાર વર્ષ ઉપર પાછો થયો, પરણીને આવી ને બીજે જ વર્ષે મારો જુવાનજોધ જેવો એકનો એક દીકરો ચાર દિવસના તાવમાં ગુજરી ગયો. બે વર્ષ ઉપર એની સાસુ પણ દીકરા પાછળ ઝૂરીઝૂરીને સ્વધામ સિધાવી. મારી દસ વર્ષની દીકરી, હું અને આ કપગલાની એટલાં ઘરમાં રહ્યાં. એનો બાપ ભિખારી જેવો છે, ગામડામાં પરાણે પેટનું પૂરું કરે છે. ભાઈ દેવું કરી નાસી ગયો છે. તેનો પત્તો નથી અને મા તો એને છ વરસની મૂકી મરી ગઈ છે, એટલે એ કાળમુખી અમારે માથે પડી. મારે દુકાનનું કામકાજ, ઘરબહાર રહેવાનું, ઘરમાં એકલી દસ વર્ષની છોકરી અને આ લક્ષણની પાધરી નહિ એટલે શેં સચવાય? ચાર મહિના ઉપર મને બાતમી મળી કે આણે તો નખ્ખોદ વાળ્યું છે અને અમારા ઘરની આબરૂ ઉપર પાણી ફેરવ્યું છે, ત્યારે મેં એની દૂરની કાકીને બોલાવી બધી હકીકત કહી. કાકીએ ત્રણ મહિના એને પોતાને ઘેર રાખી પણ લોકોના ડરથી એને મારે ઘેર પાછી સોંપી ગઈ. એટલે ન છૂટકે હું એને આપના આશ્રમમાં રાખવા લઈ આવ્યો છું. એના ખાવાપીવાના અને બીજા ખર્ચનો બંદોબસ્ત હું કરીશ. પણ આપ હવે એનાં માબાપ, એને જન્મારો પાળવાની તમારે, હવે એ માંદી થાય કે મરી જાય તોએ મારે એના સમાચાર જાણવાની જરૂર નથી. સાહેબ, મને તો એને અહીં લાવતાં ય ભોંય ભારે થઈ પડી. આ નાની દસ વર્ષની છોકરી ન હોત તો હું આપઘાત કરત એવું થાય છે.”

બાઈ બિચારી, માથાનો છેડો આઘો ઓઢી, નીચું જોઈ સાંભળ્યા કરતી હતી. પાતળી દુબળી કાયાની, નાના કદની એ બાળા હતી. સસરાનાં આટલાં બધાં તિરસ્કારનાં વાક્યો મૂગે મોઢે એ સાંભળી રહી હતી.

આશ્રમની સુપ્રિન્ટેન્ડેન્ટ બાઈ ઉપર ચિઠ્ઠી લખી મારા માણસ જોડે ગાડીમાં આ બાઈને મેં આશ્રમમાં મોકલી દીધી. પેલો પુરુષ પાંચેક મિનિટ પછી વિદાય થયો.

ચાર માસ પછી એક દિવસ હું આશ્રમમાં ગયો ત્યારે "એક બિમાર બાઈ આપને ખાસ મળવા માગે છે" એમ સુપ્રિન્ટેન્ડેન્ટે કહ્યું. હું અંદર ગયો તો પેલીજ જુવાન બાઈ છેક હાલહવાલ થયેલી, મરણપથારીએ પડી હતી. ઇસ્પિતાલમાંથી એ બે ત્રણ દિવસ ઉપર આશ્રમમાં આવી હતી.

"મારા સસરાને આપ તાર કરીને બોલાવશો? મને નથી લાગતું કે હું બચું, આપ એટલું મારું કામ જરૂર મહેરબાની કરીને કરશો." તે મૃત્યુપથારીએ પડેલી બાઈ બોલી.

"પણ હું તમારા સસરાનું નામઠામ જાણતો નથી. અહીં તે લખેલું પણ નથી. ક્યાં કોને તાર કરું?" મેં કહ્યું. "આપને હું એમનું નામ, ગામઠામ બધું લખાવું છું" બાઈએ લખાવ્યા મુજબ મેં તેના સસરાને કાઠિયાવાડના એક ગામમાં તાર કર્યો.

બીજે દિવસે સાંજે તે માણસ મારા મકાને આવ્યો અને અમે બન્ને આશ્રમમાં ગયા.

મૃત્યુશૈયા ઉપર સૂતેલી એ બાળાએ મહામુશ્કેલીએ જરા તકિયા ઉપર ઉંચું માથું કરી બેસવાનો પ્રયત્ન કર્યો.

એની આંખોમાં કાંઈક અપૂર્વ ચમકારો જણાયો, એનું મોઢું લાલ થવા માંડ્યું અને દાંત પીસીને તે બોલવા મંડી.

"જુઓ, હું તો આ ચાલી, તમારે પાપે ચાલી, તમારા જેવા ચંડાળનો સાત ભવે પણ છૂટકો થવાનો નથી. સાહેબ, મારી આ દશા કરનાર આ રાક્ષસ છે, મને નિરાધારને ફસાવી એણે મારી જિંદગીની આ દશા કરી." આટલું બોલી એણે ડોકી નાખી દીધી.

હંટરથી ફટકા મારવાની સજા કરવાનું કોઈપણ વખતે વાજબી હોય તો આ નરાધમને માટે એ વાજબી ગણાય એમ મને લાગ્યું.

[ ૭ ]

અનાથાશ્રમની ઑફિસમાં એક સવારે લગભગ નવ લાગે હું બેઠો હતો તે વખતે આશ્રમના દરવાજા આગળ એક ભાડાની ગાડીમાંથી એક પાંત્રીસેક વર્ષની બાઇ અને લગભગ પીસ્તાળીસ વર્ષનો પુરુષ એક ટ્રંક અને બિસ્તરો લઈ ઉતર્યાં. થોડીવારમાં તે બન્ને અંદર આવ્યાં અને ટેબલ પાસે ખુરશી ઉપર બેઠાં.

"આમને આપના આશ્રમમાં થોડો વખત રાખી શકશો? થોડો વખત આરામ સ્થળફેર તથા જુદા વાતાવરણમાં એમને રાખવાની જરૂર છે. એમના રહેવાખાવાના બધા ખર્ચનો હું બંદોબસ્ત કરીશ." પેલા ભાઇએ કહ્યું. "આ અનાથાશ્રમ છે એ આપને ખબર છે ને?" મેં પૂછ્યું, "આ બહેન કોઈ અનાથ હોય અગર કોઇ ભારે કૌટુંબિક કે સામાજિક મુંઝવણમાં હોય તોજ અહીં રહી શકે. સ્થળફેર કે હવાફેર કરવા માટેનું આ સેનેટોરિયમ નથી."

બાઇએ એકદમ બોલવા માંડયું: "જુઓને ભાઈ, વાત એમ છે કે આ બધાં કોઈ મારું કહેવું માનતાં નથી અને મને ગાંડી ગણી કાઢે છે. મને દવાખાને ને ગાંડાની ઇસ્પિતાલમાં મોકલવાનું સહુ કહે છે, પણ હું નથી માંદી કે નથી ગાંડી. આપને હું માંદા જેવી લાગું

છું ?" બાઇ મારા સામું જોઈ હસીને બોલી. તેની હસવાની રીતથી અને તેની આંખોનો વિચિત્ર ચમકારો જોતાં મને લાગ્યું કે બાઈ માંદી તો નથી પણ એના મગજનું ઠેકાણું નથી.

"આ મારી પત્ની છે. અને છેલ્લાં પાંચ છ માસથી એના મગજમાં એવો કોઈ ધખારો પેસી ગયો છે કે એ સગર્ભા છે અને એને પેટે શ્રીકૃષ્ણ અવતરવાના છે." પેલા ભાઈએ કહ્યું.

"એ ધખારો નથી, સમજ્યા? હું જાણું છું કે શ્રીકૃષ્ણનો જન્મ જરૂર થવાનો છે અને તે મારે જ ઘેર." પેલી બાઈ ઉશ્કેરાઇને બોલી. "મને અહીંની ઇસ્પિતાલમાં બાઈ દાક્તરને બતાવી. મુંબઈની ઇસ્પિતાલમાં પણ તપાસરાવી; મને તો લાગે છે કે કોઈ દાક્તરો સમજતા જ નથી. હું દવાખાનામાં રહેવા માગતી નથી. હવે મને બહુ વખત પણ નથી. એટલે હું અહીં રહીશ અને છૂટી થયે ચાલી જઈશ. આપ મારી ચિન્તા ન કરશો. હું કોઈને ભારે નહિ પડું. મારું બધું કામ હું હાથે કરી લઇશ."

હું વિચારમાં પડી ગયો. બાઈના મગજનું ઠેકાણું હતું નહિ. આવા મગજના ધખારાનો શો ઉપાય? આશ્રમમાં પ્રસૂતિગૃહ કે તેને અંગેની વ્યવસ્થા પણ ન હતી. એને ક્યાં સુધી અને કેવી રીતે રાખવી? આશ્રમના વાતાવરણમાં આવી સારા ગૃહસ્થ કુટુંબની સુખી બાઈ કેવી રીતે રહી શકશે? પરંતુ આ બધો વિચાર કરવાનો મને પૂરો સમય મળે તે અગાઉ તો બાઈ પુષ્કળ જીદ કરવા લાગી અને બોલી: "મારે બીજે ક્યાંઈ જવું નથી અને પાછાં પણ જવું નથી. જેમ કહેશો તેમ રહીશ પણ મને અહીંજ રાખો. હું આપને કાંઈ તકલીફ નહિ આપું."

આવા વિચિત્ર સંજોગોમાં એ બાઈને આશ્રમમાં મારે રાખવી પડી. એને રહેવાનો બરોબર બંદોબસ્ત થયા પછી પેલા ભાઈ એના ખર્ચના પૈસા અગાઉથી આપી ચાલ્યા ગયા.

લગભગ એક માસ સુધી બાઈ આશ્રમમાં બહુ જ સારી રીતે રહી. બધાં સાથે હળીમળી આનંદથી દિવસ કાઢવા લાગી. ઉપર મુજબ જણાવેલા મગજના ધખારા સિવાય કાંઇ પણ ફરિયાદ એને માટે કોઇ તરફથી આવતી નહિ. આશ્રમના સામાન્ય નિત્યનાં કામમાં તેમજ બીજી રીતે મેટ્રનો વગેરેને એ બાઇ સારી રીતે મદદગાર થઇ. આ પ્રમાણે લગભગ એક માસ સુધી સારી રીતે ચાલ્યું.

એક દિવસ આશ્રમનો માણસ મારે મકાને મેટ્રનની ચિઠ્ઠી લઇ આવ્યો. પેલી બાઇ બિમાર છે માટે આપ આવો એવું એ ચિઠ્ઠીમાં લખ્યું હતું. આશ્રમમાં જઇ જોયું તો પેલી બાઇ ખાટલામાં સૂતેલી હતી. મેટ્રનને હકીકત પૂછતાં જણાયું કે બાઈને પ્રસૂતિનો સમય થયો છે અને તે માટેની બધી તૈયારી કરો એમ એણે મેટ્રનને કહ્યું હતું. પાસેના દવાખાનામાંથી સ્ત્રી દાકતરને બોલાવવામાં આવી હતી. તેણે બાઇને તપાસી પણ એ શું કહે? બાઇના મગજના આ ધખારાનો શો ઉપાય કરવો?

મેં ચિઠ્ઠી લખી દાકતર બાઇને ફરી બોલાવી. દાકતર બાઇની સાથે વાતચીત કરી તે બાઇને ઉંઘવાની દવા અપાવી અને બાઇને દવા પાઇ સુવાડી દીધી. લગભગ અર્ધા કલાક પછી દવાખાનામાંથી આગલે દિવસે આવેલી એક બાઈના પુત્રને મંગાવી આ બાઈના ખાટલામાં સુવાડી દીધો અને અમે સૌ ત્યાંથી ખસી ગયાં.

લગભગ પા કલાક પછી બાઇ જાગી અને પાસે સૂતેલા બાળકને જોઇ ખૂબ ઉલ્લાસમાં આવી ગઇ: "ભગવાન પધાર્યા! ભગવાન પધાર્યા! હું નહોતી કહેતી? લાવો પારણું, આજ મારે ઘેર ભગવાન પધાર્યા છે!" આમ મોટેથી બોલતી તે બાઇ ખૂબ આનંદ પ્રગટ કરવા લાગી. હવે તો નાટક પૂરું જ કરવું એમ માની એ બાઇના રૂમમાં પારણું મંગાવ્યું. એક બાઈએ તે બાળકને પારણામાં સુવાડયું અને તે બાઇ પોતાના 'બાલ ભગવાન'ને હીંચકા નાખવા મંડી.

માણસોને બોલાવી તેણે ફૂલ અને નારિયેળ મંગાવ્યાં. પારણાને ફૂલના હાર લટકાવી દીધા અને જશોદાજીના પારણે પુત્ર ઝુલાવવાનાં ગીત ગાતી જાય અને પારણું ઝુલાવતી જાય, એમ અર્ધોએક કલાક ચાલ્યું. આશ્રમવાસીઓને તો ખૂબ ઉત્સવ જેવું થઇ પડ્યું. બાઇનો તો હર્ષ માય નહિ. મને લાગ્યું કે બાઇની ઘેલછા હવે વધવા માંડી. કોઇનું બાળક તેની પથારીમાં સુવાડી દઇ બાઇના મનનું સમાધાન કરવાના હેતુથી મેં જે પગલું ભર્યું હતું તે માટે મને હવે પસ્તાવો થવા માંડ્યો. પણ હવે ઉપાય નહોતો.

બાઈના પતિને તાકીદનો તાર કરી મેં અહીં બોલાવ્યા. એકાદ કલાક પછી જરા આવેશ અને ઉશ્કેરણી નરમ પડ્યા પછી બાઈની બરાબર સંભાળ રાખવાની અને ખાસ જરૂર જણાય તો મને તરત બોલાવવાની સૂચના આપી હું ઘેર ગયો.

સાંજે સાત વાગે પાછો હું આશ્રમમાં ગયો, તો બાઈ શાન્ત સ્વસ્થ સૂતેલી હતી. મને કહેવામાં આવ્યું કે બાઈનો આવેશ લગભગ બે કલાક ચાલ્યા પછી તે પાછી શ્રમ અને ( કદાચ દવાની અસરથી પણ હોય ) માનસિક સ્વસ્થતાને લીધે શાન્ત રીતે ઊંઘી ગઈ હતી.

થોડી વારમાં એ બાઈનો પતિ પોતાનાં બે નાનાં છોકરાંને લઈને આશ્રમમાં આવ્યો. બાઈના રૂમમાં હું તેમને લઈ ગયો, બાઈ તે વખતે પથારીમાં બેઠેલી હતી અને પારણામાંના બાળક તરફ એકી નજરે ટગરટગર જોઈ રહી હતી. પા કલાક ઉપર જ તે ઊઠી હતી એમ મને કહેવામાં આવ્યું. પોતાનાં બાળકો અને પતિને જોઈ બાઈ પથારીમાંથી ઊઠી તરત ઊભી થઈ ગઈ અને બોલી—" ચાલો ઘેર, આપણે અહીં શું કામ છે ? અહીં હું શાથી આવી ? તમે બધાં મને અહીં મૂકી ક્યાં ચાલ્યાં ગયાં ?"

અમને સૌને ખૂબ નવાઈ લાગી. આશ્રમમાં તે બાઈ આવી

હતી અને તે પછી જે જે હકીકત બની હતી તે બધી કોઈ વિચિત્ર વિસ્મયકારક રીતે એના સ્મૃતિપટ ઉપરથી વિલુપ્ત થઈ ગઈ હતી.

પોતાના પતિ અને બાળકો સાથે આશ્રમમાંથી એ ચુપચાપ ચાલી ગઈ. એનો સરસામાન પાછળથી અમે મોકલી આપ્યો.

ત્રણેક માસ પછી એના પતિનો મારા ઉપર પત્ર આવ્યો કે આશ્રમમાં આવ્યાની તથા તે પૂર્વેના એના ધખારાની, તેમજ આશ્રમમાં બનેલા બનાવની હકીકતમાંનો સહેજ અંશ પણ એ બાઈના સ્મરણમાં નથી અને હવે એ સર્વ રીતે નિરોગી અને હંમેશ જેવું જીવન ગાળે છે.

[ ૮ ]

"મને ન ઓળખી? હું વીજી, આશ્રમની કન્યા, અહીંથી દસ વર્ષ ઉપર લગ્ન કરીને મુંબઈ ગયેલી તે." એક દિવસે સાંજે એક પચીસ છવીસ વર્ષની બાઈ અને તેની સાથે એક ચારપાંચ વર્ષનો છોકરો તથા બે વર્ષની છોકરી મારા મકાને આવ્યાં અને ઘરમાં પેસતાં જ બાઈએ મને ઉપલો સવાલ કર્યો.

"મારી બા મને અનાથાશ્રમમાં મૂકી ગયેલી. તેને તો આજ બારતેર વર્ષ થયાં. આપના આશિર્વાદથી હું બહુ સુખી છું. અહીંથી હું પરણીને ગઈ ત્યારથી મેં નક્કી કર્યું હતું કે ઘરખર્ચમાંથી બચાવીને સો રૂપિયા મારે આશ્રમમાં આપવા. પંચોતેર અત્યાર સુધી મેં બચાવ્યા છે તે હું આપને આપવા આવી છું. હમણાં જરા અમારી સ્થિતિ નબળી ચાલે છે, એટલે કદાચ આ બચાવેલા રૂપિયા વપરાઈ જાય એમ ધારી આપને એટલા રૂપિયા હાલ આપી દેવા આવી છું. બાકીના રૂપિયા જ્યારે એકઠા થશે ત્યારે મોકલીશ."

વીજી વાત કરતી હતી તે વખતે હું એના સામું જોઈ એની

પૂર્વની હકીકત યાદ કરવાનો પ્રયત્ન કરતો હતો. થોડી વાર પછી મને એનું બરાબર સ્મરણ થયું.

તેરચૌદ વર્ષ ઉપરની એ વાત મારી નજર સમીપ આવી ઊભી. એક ત્રીસ–બત્રીસ વર્ષની બ્રાહ્મણ વિધવા કાઠિયાવાડના છેક દૂરના ભાગમાંથી બારેક વર્ષની છોકરી સાથે એક દિવસ અનાથાશ્રમમાં આવી હતી. બાઈ સારી દેખાવડી, સુખી સ્થિતિની અને શરીરે તંદુરસ્ત દેખાતી હતી. પરન્તુ તેના મોઢા ઉપર ઊંડી વિષાદની છાયા દેખાતી હતી, આંખો દિલગીરીથી ઊંડાણમાં ઉતરી ગએલી હતી અને મોઢું ફિક્કું પડેલું હતું. આશ્રમમાં આવીને બેઠી કે તરત જ એણે છૂટે મોડે રડવા માંડ્યું. મેં તેને રડી લેવા દીધું અને પોતાની મેળે શાન્ત થઈ ત્યારે તે બોલવા માંડી :

"આ છોકરી આપને અહીં સોંપવા આવી છું. એને અહીં રાખજો, ભણાવજો, કેળવજો અને મોટી થાય ત્યારે સારે ઠેકાણે પરણાવજો. અમે બ્રાહ્મણ છીએ એટલે કોઈ સારો ભણેલો મુરતીઓ શોધી એને ઠેકાણે પાડજો. એને માટે ત્રણસો રૂપિયા હું આપને આપી મૂકું છું. મારી પાસે ઘરેણાં, મૂડી, જે કહો તે એટલું જ છે અને મારી દીકરી માટે એ વાપરવાનું છે. આપને એ દીકરી આજથી સોંપી. એ ભણીગણી કોઈ સારે ઠેકાણે પરણી જાય એટલી જ હવે મારે જિંદગીમાં ઇચ્છા છે. એ આપની જ દીકરી છે એમ માનજો. એનું નામ વિજયા."

પોતાની દીકરીને અનાથાશ્રમમાં મૂકી જવા શા માટે માગે છે, પોતે કોણ છે, ક્યાં રહે છે, વિજયાના બાપ કોણ હતા વગેરે પ્રશ્નો હું કરું તે પહેલાં તો બાઈએ પોતે જ કહેવા માંડ્યું :

"આ મારી વિજયાના બાપ ક્ષયરોગમાં આજથી પાંચેક વર્ષ ઉપર ગુજરી ગયા. વિજયા તે વખતે સાતઆઠ વર્ષની હશે. અમે બહુ સુખી હતાં. વિજયાના બાપ સો રૂપિયાનો મહિનો લાવતા અને

અમે ત્રણ સારી રીતે સુખચેનમાં દિવસ ગુજારતાં. એમને ક્ષયરોગ શરૂ થયો ત્યારથી અમારી પનોતી બેઠી. અઢી વરસ એમને મંદવાડ રહ્યો, કમાણી બંધ થઈ અને દવાદારૂ, હવાફેર, દાક્તર વગેરેમાં ખૂબ ખર્ચ થઈ ગયું. અમારું કુટુંબનું ઘર હતું નહિ એટલે ઘરભાડાના પૈસા ચઢી ગયા હતા. મંદવાડના છેલ્લા છ મહિના અગાઉ વિજયાના બાપના એક જૂના દોસ્તદાર રંગુનથી આવ્યા અને અમારી દુઃખી હાલત જોઈ એમને બહુ દયા આવી અને એમની સારવારમાં પોતે જ અમારે ઘેર રહ્યા. ઘરનો અને દાક્તર વગેરેનો બધો ખર્ચ એમણે જ ઉપાડી લીધો. ચંપકલાલને અને વિજયાના બાપને બહુ જૂની દોસ્તી હતી, બે એક ન્યાતના અને એક જ ગામના હતા. એમના મંદવાડ દરમિયાન અમારે ચંપકલાલ સાથે બહુ ઘરવટ થઈ ગઈ. કુટુમ્બના માણસ માફક અમારી સાથે એમણે રહેવા માંડયું. મરતી વખતે વિજયાની અને મારી સોંપરત એમણે ચંપકલાલને કરી. અમારી પાસે તો કાંઈ જ સાધન હતું નહિ એટલે અમને બન્નેને એ પોતાને ઘેર રહેવા લઈ ગયા."

બાઈ આટલું કહી જરા અટકી. આજુબાજુ નજર કરી એણે માથાનો છેડો આઘો કરી નીચી નજર રાખી આગળ બોલવા માંડયું :

"એકાદ વર્ષ આમ રહ્યા પછી અમને ચંપકલાલે રંગુન લઈ જવાનું કહ્યું. મારે પિયરમાં કે સાસરામાં કોઈ સગું નથી, અને આ છોકરીને ચંપકલાલની ખૂબ માયા લાગી હતી એટલે મેં એ કબૂલ કર્યું અને અમે રંગુન ગયાં."

બાઈએ હવે પાછું રડવા માંડયું. એ આગળ બોલતાં અચકાતી હતી. વિજયાને મેં આશ્રમની અંદર બીજી બાળાઓ પાસે રમવા મોકલી દીધી. પછી બાઈએ પાછી પોતાની હકીકત શરૂ કરી :

"મારી ઉંમર નાની હતી. ચંપકલાલ અમારી બહુ ખાતર-બરદાસ કરતા. સગાંસંબંધી કોઈનો એ દૂર દેશમાં સહવાસ ન હતો.

એવા સંજોગોમાં હું એમને વશ થઈ ગઈ. હવે મને લાગે છે કે ચંપકલાલે પહેલેથી મને ફસાવવાને જ આ બધી યુક્તિ કરેલી. પણ હું ફસાઈ ગઈ એ મારી ભૂલ. આ પ્રમાણે અમારો સંસાર ત્રણ ચાર વર્ષ ચાલ્યો. મારી વિજયા ચૌદ વર્ષની થઈ છે. હવે ચંપકલાલે એક નવો ત્રાસ વર્તાવા માંડ્યો. મને કહે કે આ વિજયાનું મારી સાથે લગ્ન કર. એને હું બહુ સુખી કરીશ અને તને પણ જિંદગી સુધી પાળીશ. વિજયા ચૌદ વર્ષની, એ પાંતરીસના અને વિજયાને એમની સાથે બાપ જેવું વહાલ. એટલે ચંપકલાલની આવી માગણીથી મને બહુ જ દુઃખ થયું. મેં એમની વાત માની નહિ. એટલે એમણે મને કાઢી મૂકવાની ધમકી આપવા માંડી, અને પછી તો મારા ઉપર જુલમ અને ત્રાસ વધવા માંડ્યાં. કોઈ કોઈ વાર ક્રોધના આવેશમાં મને મારે પણ ખરા. વિજયા હવે થોડી સમજણી થઈ હતી એટલે એને પણ બહુ દુઃખ થવા માંડ્યું. અમે બન્ને દૂર પરદેશમાં નિરાધાર, ચંપકલાલને આશરે પડેલાં ક્યાં જઈએ ને શું કરીએ ?"

બાઈ પોતાની વીતક વર્ણવતાં વળી પાછી રડી પડી, થોડીવારે તેણે આગળ ચલાવ્યું :

"મારી આ વિજયા છે તો નાની, પણ બહુ સમજુ છે. એણે મને કહ્યું કે આપણે આ ત્રાસમાંથી છૂટવાનો એક જ રસ્તો છે. તું ચંપકલાલને હા કહી દે અને એમ કહે કે આપણુ દેશમાં જઈ ત્યાં લગ્ન કરીએ. એકવાર આપણે દેશમાં જઈશું પછી કંઈ પણ ઉપાય જડશે. મને આ રસ્તો ઠીક લાગ્યો. ચંપકલાલને મેં વિજયાની મરજી જણાવી અને આજ પંદર દિવસ ઉપર અમે અહીં દેશમાં અમારા વતનમાં આવ્યાં છીએ. ચંપકલાલ ચાર દિવસથી મુંબઈ ગયા છે. અમારા વતનમાં એક અમારા દૂરના સગાની સલાહથી હું આપની પાસે આ છોકરીને મૂકવા આવી છું. એને અહીં મૂકી જઈશ પછી હું મારું ફોડી લઈશ."

"ચંપકલાલ મુંબઈથી આવશે ત્યારે તમે છોકરીની બાબતમાં શો જવાબ દેશો? તમને હાલ કરતાં પણ વધુ ત્રાસ પડશે નહિ? તમારે પણ આ અનાથાશ્રમમાં છોકરી સાથે રહેવું એવી હું તો તમને સલાહ આપું છું." મેં કહ્યું. "ના જી, આ છોકરીનું ભવિષ્ય ન બગડે, મારું તો જે થવાનું હતું તે થયું, પણ એની જિંદગી સારી જાય એટલી જ હવે મારી ઇચ્છા છે. હું તો પાછી ચંપકલાલને ઘેરજ જઈશ અને છોકરીની બાબતમાં એમને ગમે તેમ સમજાવી લઈશ. હવે એ મને છોડે એમ નથી અને હું એમને મૂકી ક્યાંઈ જવા માગતી નથી. મારે પાપે છોકરી દુઃખી ન થાય એટલીજ હવે મારી ઇચ્છા છે. આપ એને સાચવજો. મને એ ભૂલી જાય એવી કોશીષ કરજો." બોલતાં બોલતાં બાઈ ગળગળી થઈ ગઈ. વિજયાને મેં પાછી બોલાવી. મા દીકરી એક બીજાને ભેટીને ખૂબ રડવા મંડયા. તેમને ત્યાંજ મૂકી ભીની આંખે હું ઊઠી ગયો.

[૯]

પુષ્પા બે વર્ષની હતી ત્યારે એની માતા મરણ પામી. માતાના મૃત્યુ પછી એ પોતાની માની માને ઘેર રહી મોટી થઈ. મોસાળમાં એક મામો જ હતો. પુષ્પા અને આ મામો સાથે જ ઊછર્યાં, અને મામાને એ ઘણાં વર્ષો સુધી પોતાનો મોટો ભાઈજ સમજતી.

માતાના મૃત્યુ પછી પુષ્પાના પિતાએ ફરી લગ્ન કર્યું. અપર–માતાનું જ ઘરમાં પુષ્કળ ચલણ થયું અને પુષ્પાને પોતાના પિતાને ઘેર, અપર માતાના સામ્રાજ્યમાં જવાઆવવાનું સ્થાન પણ રહ્યું નહિ.

આમ દસ બાર વર્ષ વીતી ગયાં. પુષ્પાને સાવકાં ભાઈબહેનો પણ થયાં અને પુષ્પા લગભગ તેર વર્ષની થઈ. પુષ્પાના પિતા મૂળથી હલકા સ્વભાવના અને લોભી વૃત્તિના હતા. પૈસા ખાતર ગમે તે કર્મ કરતાં પાછું વાળીને જુએ નહિ એવી એમની મનોદશા હતી.

તેર વર્ષની પુષ્પાના ભરણપોષણની જવાબદારી તો એમણે ઉઠાવી નહિ, તેને ભણાવીગણાવી ઉછેરી મોટી કરવાની ફરજનું તો તેમને ભાન ન હતું, પરન્તુ તેર વર્ષની કન્યાના પૈસા ઉપજાવવાની નીચ વૃત્તિ તેમની થઈ. પરન્તુ પુષ્પા પોતાની દાદીના કબજામાં હોવાથી આ કાર્ય પાર પાડવું મુશ્કેલ લાગ્યું.

પુષ્પાની અપર માતા અને તેનો ભાઈ, પુષ્પાના પિતાના આ અધમ કાર્યમાં સામેલ થયાં અને તેમણે એક યુક્તિ ગોઠવી.

એક દિવસે તેમણે સાંજે પોતાને ઘેર મોટા પાયા ઉપર સત્યનારાયણની કથાની યોજના જાહેર કરી. પુષ્પાને પણ આ પ્રસંગે ખાસ આગ્રહપૂર્વક નિમંત્રણ મળ્યું. કોઈ દિવસ નહિ ને આજે પિતાને ત્યાં નિમંત્રણ મળવાથી પુષ્પાની દાદીને આશ્ચર્ય તો થયું. પરંતુ ધાર્મિક કાર્યમાં અવરોધ ન કરવો એમ ધારી પુષ્પાને તેના પિતાને ઘેર મોકલી.

પુષ્પાના માતાપિતાએ બીજી ગોઠવણ કરી રાખી હતી. પોતાની ન્યાતનો, પર પ્રાંતનો એક પચાસ વર્ષનો શ્રીમંત બીજ વર એમણે પુષ્પા માટે પસંદ કરી રાખ્યો હતો. તેને આ પ્રસંગે હાજર રાખવામાં આવ્યો. સત્યનારાયણની કથાને બદલે લગ્નની વેદી અને હોમની બધી સામગ્રી ત્યાં તૈયાર કરવામાં આવી હતી, અને પુષ્પાને ત્યાં બેસાડવામાં આવી. પાસે પેલા અર્ધી સદીની ઉંમરે પહોંચેલા વરરાજાને બેસાડવામાં આવ્યા. કાંઈક વિધિ શરૂ થઈ, ત્યાં તો પુષ્પા ચેતી ગઈ. તેર વર્ષની ઉંમરની ચાલાક પુષ્પાને કાંઈ દગાની ગંધ આવી અને એકદમ દોડીને તેણે ઉપર ત્રીજે માળ ભરાઈ બારણાં બંધ કરી દીધાં. માતપિતા અને વરરાજાએ ઘણા પ્રયત્નો કર્યા પણ પુષ્પા નીચે ન ઊતરી. અને જ્યારે એમણે બારણાં તોડવાનો પ્રયત્ન કરવા માંડ્યો ત્યારે પુષ્પાએ ત્રીજે માળની બારીએથી રસ્તે જતા આવતા લોકોને બૂમો પાડી પોતાને બચાવવાની આજીજી કરવા માંડી. થોડી જ

વારમાં પુષ્પાનો મામો અને બીજા જ્ઞાતિનાં માણસો એકઠાં થઈ ગયાં અને પુષ્પાને છોડાવી તેની દાદીને ઘેર લાવ્યા.

પુષ્પાના પિતાએ નફટાઈથી જાહેર કર્યું કે પુષ્પાનાં વિધિસર લગ્ન થઈ ગયાં છે! વરરાજા પણ એમ જ માનવા લાગ્યા કે તે પરણ્યા છે.

પુષ્પાએ તો અલબત્ત પોતે કરેલા પ્રબળ વિરોધને આધારે એમ જ જાહેર કર્યું કે તે પરણી નથી.

ત્યારપછી પુષ્પાની દાદી બીજે ગામ જઈ વસી અને પુષ્પાને ખૂબ ભણાવી. પુષ્પાના વરને વસ્તુસ્થિતિની જાણ થવાથી તેનું મગજ ચસકી ગયું. તેના પૈસા ગયા અને સ્ત્રી પણ ન મળી. હાય પુષ્પા! હાય પુષ્પા! કરી બૂમો પાડતો તે ચિત્તભ્રમ થયેલો હાલ રખડયા કરે છે.

પુષ્પા તો હાલ ભણીને એક શાળામાં શિક્ષિકા છે. તે, તેની માતા, મામો અને જ્ઞાતિનાં કેટલાંક માણસો તેને કુંવારી માને છે. પિતા, માતા અને જ્ઞાતિના બીજા કેટલાક તેને પરણેલી માને છે. એટલે પુષ્પા બિચારી નથી કુંવારી, નથી પરણેલી, નથી વિધવા કે નથી ત્યક્તા!

[ ૧૦ ]

આશરે પાંચેક વર્ષ ઉપરની આ બિના છે.

એક દિવસ બપોરે એક પંદરેક વર્ષની છોકરી તથા તેરેક વર્ષનો છોકરો શ્રી. વિદ્યાબહેનની ચિઠ્ઠી લઈ મારે મકાને આવ્યાં. એ છોકરીને અનાથાશ્રમના અબલાશ્રમ વિભાગમાં દાખલ કરવાની હતી અને એની હકીકત એ રૂબરૂમાં જણાવશે એ પ્રમાણે ચિઠ્ઠીમાં લખ્યું હતું. સાથે અત્રેના એક મિલમાલિકની શ્રી. વિદ્યાબહેન ઉપર લખેલી ચિઠ્ઠી પણ હતી. તે ચિઠ્ઠીમાં જણાવ્યું હતું કે એ છોકરી તથા તેનો ભાઈ કેવળ

નિરાધાર હતાં અને તેને અનાથાશ્રમમાં દાખલ કરવામાં આવે તો સારું. છોકરીના રહેવાખાવાના ખર્ચનો બંદોબસ્ત કરવાનું એ મિલમાલિકે માથે લીધું હતું. છોકરાને પોતે કોઈ બોર્ડિંગમાં મોકલી દેશે એમ પણ એ પત્રમાં જણાવ્યું હતું.

એ બાળાને મેં ચિઠ્ઠી આપી માણસ સાથે અનાથાશ્રમમાં મોકલી દીધી. બીજે દિવસે હું ત્યાં ગયો ત્યારે તેની હકીકત પૂછવા માંડી. પંદર વર્ષની ઉંમરના પ્રમાણમાં છોકરીના શરીરનો ઘાટ ઠીક મોટો હતો. છોકરીની આંખો હોંશિયાર હતી તથા તે ખૂબ ખબરદાર લાગતી હતી. મારા સવાલના જવાબમાં તેણે નીચે મુજબ પોતાની હકીકત જણાવી :

" અમે બ્રાહ્મણ છીએ. અમારું મૂળ વતન પંચમહાલ જિલ્લામાં —ગામમાં. મારા બાપ ક્યારે મરી ગયા તે મને યાદ નથી, પણ મારો ભાઈ તે વખતે એક વર્ષનો હતો એમ મારી મા કહે છે. મારા બાપ એક મંદિરના પૂજારીનું કામ કરતા અને મંદિર પાસે જ અમારું નાનકડું ઘર હતું. બાપના મરણ પછી તેમની ક્રિયામાં ઘર વેચી નાખવું પડ્યું અને અમે એ ગામ છોડી નર્મદાકાંઠે—ગામમાં આવી વસ્યાં. મારા બાપના જૂના ઓળખીતા ત્યાં યજમાનવૃત્તિ કરતા હતા, તેને ત્યાં અમે રહ્યાં. એમને પણ મારા જેવડી એક છોકરી હતી. દસેક વર્ષ અમે ત્યાં રહ્યાં. મારી મા ઘરમાં આવતા યજમાન માટે રસોઈ કરવામાં એ ગોરની સ્ત્રીને મદદ કરતી અને હું તથા મારો ભાઈ અને પેલી કન્યા નિશાળે ભણતાં.—ગામમાં અમારા દિવસો બહુ સુખમાં ગયા. ત્રણ વર્ષ ઉપર ગોરની કન્યાને પરણાવી દીધી અને અત્યારે તો એ સાસરામાં સુખી છે. એ ગોરની સ્ત્રી બે વર્ષ ઉપર એકાએક કોલેરાથી ગુજરી ગઈ એટલે અમે છેક એકલાં પડી ગયાં. હવે મને પરણાવવાનો ભાર એ ગોર ઉપર આવી પડ્યો. મારા ભાઈને જનોઈ પણ એમણે જ દીધેલું.

" પરષોત્તમને જેમ તમે જનોઈ દીધું અને તમારી સવિતાને પરણાવી તેમ આ મારી ગોમતીને પણ તમારે જ સારે ઠેકાણે નાખવાની છે. મારે દુનિયામાં કોઈ સગુંવહાલું નથી." મારી મા ગોરને કહેતી. ગોરમહારાજ સાંભળી રહેતા અને " ધિરજ રાખો, ધિરજ રાખો, સૌ સારાં વાનાં થશે" એમ કહ્યા કરતા. છ સાત મહિના પછી મારી માને કાંઈ ઊંધુંચતું સમજાવી તેમણે તો પોતાની સાથે જ મારું લગન ગોઠવી દીધું અને લગભગ દોઢ વર્ષ ઉપર હું એમની સાથે પરણી.

"મારે પરણ્યાને છ માસ થયા, એટલામાં તો એ ગોરમહારાજ સાપ કરડવાથી મરણ પામ્યા. હવે અમારો કાંઈ જ આધાર રહ્યો નહિ.—ગામમાં હવે રહેવાય તેમ હતું નહિ, કારણ કે ગોરના ભાઈ-ભાભીએ આવી ઘરનો કબજો લીધો અને અમને ઘરમાંથી કાઢી મૂક્યાં. અમારા મૂળ વતનમાં તો અમારું ઘર પણ નહોતું તેમ કોઈ નજીકનું સગું પણ નહોતું. એટલે અમે વડોદરે ગયાં. ત્યાં કાંઈ ગુજરાનનું સાધન મેળવવા તજવીજ કરી.

વડોદરામાં જ્યાં અમે રહેતાં હતાં, તેની પાડોશમાં એક પાટીદાર રહેતો હતો. તેના ઘરમાં એક સ્ત્રી હતી, બધા કહેતા હતા કે એ સોનારણ છે. એ પાટીદાર અને એની સ્ત્રી દરરોજ રાત્રે મારી મા પાસે આવી એક બે કલાક ધીમે ધીમે કાંઈ છાનીછાની વાતો કરતાં હતાં. હું એમાંનું ઘણું તો સમજી નહિ પણ મને એમ તો લાગ્યું કે મને કોઈ ઠેકાણે ફરી પરણાવવાની ગોઠવણ થતી હતી. પંદરેક દિવસ આમ ચાલ્યા પછી એક રાત્રે પચીસ ત્રીસ વર્ષના એક માણસને અમારે ત્યાં એ પાટીદાર પતિપત્ની લઈ આવ્યાં. એ ઈડર રાજ્ય તરફનો બ્રાહ્મણ હતો. અને ખાનદેશમાં એની દુકાન હતી એમ એણે કહ્યું. હું બીજા ખંડમાં પથારીમાં સૂતી હતી ત્યાંથી મને બોલાવી અને માએ પોતાની પાસે મને બેસાડી. ત્યાર પછી બેત્રણ દિવસ

લાગલાગટ એ માણુસ અમારે ત્યાં સાંજે તેમજ સવારે આવવા લાગ્યો. દરેક વખતે મા મને એની પાસે કાંઈ ને કાંઈ બહાને મોકલતી. પાંચ દિવસ પછી રાત્રે પેલાં પાટીદાર પતિપત્ની અને પેલો માણુસ બધાં આવ્યાં અને બીજે દિવસે અમારું લગ્ન ગોઠવવાની વાત ચાલી. પાંચસો રૂમણાં અને ત્રણુસો પછીથી એમ કાંઈ વાતચીત થતી મેં સાંભળી હતી. હું વિધવા છું એ વાત આ માણુસથી છુપાવવામાં આવી હતી. મને પણુ ખાસ તાકીદ કરવામાં આવી કે મારે એ વાત બિલકુલ જણાવવી નહિ.

અમારાં લગ્ન થઈ ગયાં. મને લઈ એ માણુસ મુંબઈ અને ત્યાર પછી ખાનદેશમાં—ગામમાં આવ્યો. મારી મા અને ભાઈ વડોદરેથી ક્યાં ગયાં તેની છઆઠ મહિના સુધી તો મને મુદ્દલે ખબર પડી નહિ. લગ્ન થયા પછી પાંચેક માસ પછી મારા સંબંધી આગલી પાછલી વાતચીત કરતાં એ માણુસે જાણી લીધું કે હું વિધવા હતી. ખાનદેશમાં આ માણુસને ઘેર મારે ઠીક સુખ હતું. અમારા બે સિવાય ઘરમાં કોઈ હતું નહિ અને એમનો ધંધો પણ ઠીક ચાલતો. પણુ હું વિધવા હતી એ જાણ્યા પછી એમનું દિલ મારા ઉપરથી ઊઠી ગયું, અને મને ખૂબ સતાવવા માંડી. ઘણી વખતે વિના વાંકે મને મારે પણુ ખરા. હું પણુ ખૂબ કંટાળી ગઈ. મા તથા ભાઈનો તો પત્તો જ નહોતો એટલે મારે જવું પણુ ક્યાં? આમ એકાદ મહિનો ચાલ્યા પછી મને એ ઉજ્જૈન લઈ ગયા અને ત્યાં એક ધર્મશાળામાં અમે ઉતર્યાં. ધર્મશાળામાં અમે આવ્યા પછી એકાદ કલાકમાં ત્રણુ હિન્દુસ્તાની જેવા માણુસો અને એક ગુજરાતી અને એક હિન્દુસ્તાની જેવી બાઈ અમારી ધર્મશાળામાં આવ્યાં અને અમારી ઓરડીમાં આવી વાતે વળગ્યાં. મને પાછી બહાર મોકલવામાં આવી અને અર્ધા કલાક પછી મને પાછી બોલાવી ત્યારે એ આવેલા માણુસમાંથી એકની તરફ આંગળી બતાવી મારા ધણીએ કહ્યું કે

આ માણુસ તને તારી મા પાસે લઈ જશે. તારી માને એ ઓળખે છે. તું એની સાથે જા. અજાણ્યા માણુસ સાથે જવાની પહેલાં તો મેં ના કહી પણ પછી એમણે આંખો કાઢી, તેમજ એમનો મારા ઉપરનો અણગમો તથા ત્રાસ યાદ કરીને અને માને મળવાની આતૂરતાને લીધે મેં હા કહી. બીજે દિવસે સવારે અમારે જવાનું ઠર્યું. મને એ લોક સાથે વળાવી મારો ધણી તો બીજી ગાડીમાં પાછો વળ્યો.

એ લોકો મને ઉજ્જૈનથી રતલામ, ઈન્દોર, ડાકોર, ખંભાત એમ ફેરવી અમદાવાદમાં લાવ્યા. અહીં મને ખબર પડી કે મને કોઈ ઠેકાણે વેચી નાખવાની તજવીજ ચાલી રહી છે. હું નાસી જવાનો વિચાર કરતી હતી પણ કાંઈ લાગ ફાવતો નહિ. પરમદિવસે મને અહીંના એક બારોટ સાથે આ લોકોએ જબરજસ્તીથી પરણાવી દીધી. આ બારોટ મને પોતાને ઘેર—પોળમાં લાવ્યો. ભગવાનનું કરવું તે એના ઘરથી ત્રીજે ઘેર જ મારી મા અને ભાઈ રહેતાં હતાં! હું પેલા બારોટના ઘરમાં આવી ત્યાર પછી અર્ધા જ કલાકમાં ઓટલા પાસે ચકલીએ પાણી ભરવા મારી મા આવેલી તે મારી નજરે પડી. બારોટ મને ઘેર મૂકી ઘરનો સરસામાન લેવા ગયા હતા. એ લાગ જોઈ હું દોડીને માના ઘરમાં ભરાઈ ગઈ. સારે નસીબે કોઈએ આ બધું જોયું નહોતું. બારોટે ઘેર આવી મારી શોધ કરવા માંડી. બૂમબરાડા પાડ્યા તે મેં સાંભળ્યા, પણ હું તો ત્યાં ભરાઈ જ રહી. પોળમાં જ હું હોઈશ એવો તો એને શક જ શાનો આવે? મારી માને મેં બધી વાત કરી હતી. રાત્રે મારો ભાઈ ઘેર આવ્યો તે—મિલમાં નોકરી કરતો હતો. માએ એ મિલના શેઠને બધી હકીકત કહેવાનું મારા ભાઈને કહ્યું. સવારે ભાઈએ શેઠને બધી વાતથી વાકેફ કર્યા એટલે શેઠે મારા ભાઈને વિદ્યાબહેન ઉપર ચિઠ્ઠી આપી મને તેડવા મોકલ્યો. અમે એ વિદ્યાબહેનને બંગલે ગયાં અને ત્યાંથી આપને મળ્યાં. હવે આપને યોગ્ય લાગે તે કરો."

પંદર વર્ષની છોકરી આ બધી હકીકત બરાબર વીગતવાર અને પાઠ વાંચતી હોય તેમ કડકડાટ કહી ગઈ તે સાંભળી મને બહુ નવાઈ લાગી. આટલી ઉંમરમાં આ છોકરીને કેટલોકેટલો અનુભવ થઈ ગયો હતો!

"તમારે હવે શું કરવાનો વિચાર છે? તમારે આગળ ભણવું છે? જો ભણવાનો વિચાર હોય તો હું તમને તે ગોઠવણ કરી આપું." મેં એને પૂછ્યું.

"ભણવાનું તો મને બહુ ગમશે. હું ચાર ચોપડીઓ તો ભણી છું પણ મને આ અબળાશ્રમમાં ના રાખશો. તમારા આશ્રમની બાળાઓ જ્યાં રહેતી હોય તેના ભેગી મને રાખો."

પંદર વર્ષની ઉંમરમાં ત્રણ વખત પરણેલી–પરણાવેલી–ચૂકેલી જાતજાતનાં માણસોના સમાગમમાં આવી સારો ખોટો અનેક પ્રકારનો અનુભવ મેળવેલી, ઉંમરના પ્રમાણમાં ઘણી વ્યાવહારિક સમજણવાળી અને વધારે પડતી ચંચળ અને ખબરદાર એવી આ છોકરીને આશ્રમની કન્યાઓ ભેગી રાખવાનું મને બહુ યોગ્ય લાગ્યું નહિ. તેમ વળી અબળાશ્રમમાં જે જાતનું વાતાવરણ હોય તેમાં રહી ભણવાનું અને અને નવી જિંદગી શરૂ કરવાનું વાતાવરણ પણ એને મળવાનો મને સંભવ લાગ્યો નહિ. એટલે એની ઇચ્છા મુજબ, એક પ્રયોગ તરીકે અને એકંદરે એના હિતની ખાતર, મેં એ છોકરીને આશ્રમની કન્યાઓ સાથે રાખી અને નિશાળે બેસાડી.

ભણવામાં પણ એ હોંશિયાર જણાઈ, આશ્રમની છેક નાની કન્યાઓ સાથે એ સારી રીતે હળી ગઈ અને ત્યાં બધાંને એ બહુ માનીતી થઈ પડી.

પાંચેક મહિના પછી એક દિવસ મને આશ્રમમાંથી ચિટ્ઠી આવી કે બપોરની રજા વખતે ગોમતી નિશાળમાંથી જતી રહી છે તે હજી

આવી નથી. બધે એની તપાસ કરી મિલના શેઠને ખબર આપી, એની માને ત્યાં તજવીજ કરી અને પોલીસને ખબર આપી પણ ગોમતીનો પત્તો લાગ્યો નહિ.

દસ દિવસ પછી મારા ઉપર એક પત્ર આવ્યો—

" સાહેબ,

ગોમતી મારી સાથે છે. એ નિશાળે જતી ત્યારથી મારે એની સાથે ઓળખાણ થયું હતું. અમે બન્ને એક બીજાને માટે જ ઘડાયેલાં છીએ એમ અમને લાગ્યું, એટલે એ મારી સાથે ચાલી આવી છે. એ અહીં બહુ સુખી છે અને એને કોઈ જાતનું દુ:ખ હું નહિ પડવા દઉં એની આપને ખાત્રી આપું છું. હાલ તો આપને હું મારું નામ-ઠેકાણું જણાવી શકતો નથી પણ વર્ષે બે વર્ષે આપને અમે મળીશું. આપ એની બાબતમાં નિશ્ચિંત રહેશો. લિ. આપનો— "

" મુરબ્બી શ્રી.

હું આપને જણાવ્યા વગર નાસી આવી તે માટે ઘણી માફી માગું છું પણ આશ્રમમાં કે એવી સંસ્થામાં મારી જિંદગી જઈ શકશે નહિ એમ લાગવાથી મેં આ પગલું ભર્યું છે.—ની સાથે હું જરૂર સુખી થઈશ કારણ કે આ વખતે તો હું પોતે ખરેખરી પરણી છું. અત્યાર સુધી મને પરણાવી દીધી હતી. મારી બધી જ વાત—જાણે છે. આપે મને આશરો આપ્યો તે માટે હું બહુ આભારી છું. લિ. આજ્ઞાંકિત **ગોમતી.**

[ ૧૧ ]

**આજથી** સાત આઠ વર્ષ ઉપરની વાત છે. અસહકારની લડત આપણા પ્રાન્તમાં પૂર જોસમાં ચાલતી હતી. ઠેર ઠેર 'છાવણીઓ'

નંખાઈ હતી. સેંકડો યુવકો અને યુવતીઓ 'પિકેટિંગ'ના કાર્યમાં પ્રવૃત્ત થયેલાં હતાં. યુવતીઓની છાવણીમાંના અનેરા ઉત્સાહ, આનંદ, દેશસેવાની ભાવના અને સ્વાર્થત્યાગની વૃત્તિથી લડતમાં ન જોડાયેલાઓને પણ પ્રેરણા મળતી હતી.

એ સમયમાં એક દિવસે કન્યા છાત્રાલયમાં શ્રી.........બહેન એક સત્તરેક વર્ષની બાળાને લઈ આવ્યાં અને એ બાળાને કન્યા–છાત્રાલયમાં રાખવાની ઇચ્છા જણાવી. છાત્રાલયનાં મેટ્રને મને આ બાબતની ખબર આપી. શ્રી.........બહેનને મેં કહ્યું કે કન્યા છાત્રાલય માત્ર શાળા પાઠશાળામાં ભણતી બહેનો માટે જ છે, બીજા કોઈ કારણસર આશ્રય આપવાનો હોય તેવાં માટે એ સંસ્થા નથી. પરંતુ એ બહેને બહુ આગ્રહપૂર્વક જણાવ્યું કે આ બાળાને શાળામાં ભણાવવાની વ્યવસ્થા થોડા જ વખતમાં કરવાની છે, પણ હાલ તુરત તેમને આશ્રય આપવાની ખાસ જરૂર છે; આ છાત્રાલય સિવાય બીજી એકે જગ્યાએ એમને રાખી શકાય તેમ નથી. શ્રી...બહેનના અતિશય આગ્રહને વશ થઈ એ બાળાને કન્યા છાત્રાલયમાં રાખવામાં આવી.

કુન્દન—એ બાળાનું નામ. વણિકની કન્યા હતી. નાનપણમાં તેનું એક સારા સુખી કુટુંબમાં વેવિશાળ કરી તેની માતા મરણ પામી. થોડા જ વખતમાં તેનું લગ્ન થયું. લગ્ન પછી ટૂંકા સમયમાં તેના પિતા પણ મૃત્યુ પામ્યા. પોતાની કન્યા નાની ઉંમરની હોવાને લીધે પિતાએ પોતાની મિલ્કતના ટ્રસ્ટી તરીકે ત્રણ ગૃહસ્થો નીમ્યા હતા, તે ત્રણમાં કુન્દનનો સસરો પણ એક હતો. કુંન્દન પિતાના અવસાન પછી પોતાની માસીને ઘેર ઉછરી મોટી થઈ. કોઈ અગમ્ય કારણથી કુન્દનને પોતાનાં સાસરાનાં માણસો પ્રત્યે અભાવ ઉત્પન્ન થયેલો. આ અભાવની વૃત્તિ ધીમે ધીમે વધતી ગઈ અને તે ઉંમરે મોટી થતી ગઈ છતાં સાસરું, પતિ, પરિણીતજીવન એ સર્વ પ્રત્યે તેનો અણગમો ચાલુ રહ્યો. લગભગ સત્તર વર્ષની વયે તેને સાસરે

મોકલવાની તજવીજ તેની માસીએ કરવા માંડી પણ એ બાબતમાં તે સંમત થઈ નહિ. સાસરાના માણુસોએ પણ ઉતાવળ કરવા માંડી. સાસુ, સસરો અને છેવટે તેના પતિએ સીધી તેમજ પરોક્ષ રીતે કુન્દનને સાસરે વાળવા પ્રયત્ન કર્યા પણ સર્વ વ્યર્થ ગયું.

લોકોનાં મેણાં, કટાક્ષો, ગર્ભિત આક્ષેપો વગેરે સહન ન થઈ શકવાથી કુન્દનની માસીએ તેને પરાણે સાસરે વળાવી. સાસરામાં તેની પ્રત્યેના વર્તનમાં સાસરિયાંએ ભારે ભૂલ કરી. સાસરા પ્રત્યેનો તેનો અણગમો ઓછો કરવા માટે સ્નેહ, મમતા અને નરમાશથી વર્તવાને બદલે સાસરિયાંએ બહુ કડક વર્તન અને દોરદમામથી તેની પ્રત્યે વર્તવાનું શરૂ કર્યું. કુન્દનનો અણગમો વધતો જ ગયો.

દરમિયાનમાં અસહકારની લડત શરૂ થઈ, અનેક બાળાઓ વિવિધ કારણોને વશ થઈ એ લડતમાં ભાગ લેવા નીકળી પડી હતી. કુન્દનને સાસરાના ત્રાસમાંથી છૂટવાનો આ એક મોકો મળી ગયો. તેણે લડતમાં ઝંપલાવ્યું. પિકેટિંગમાં ખૂબ ઉત્સાહભેર કામ કરવા માડયું. પોતાના જીવનની સાર્થકતા તેને આ પ્રવૃતિમાં પૂરેપૂરી જણાવા લાગી. યુવતીઓની છાવણીમાં કુન્દન આગેવાન ગણાવા લાગી. કેટલીક નાની બહેનોની સરદારી તેને સોંપવામાં આવી ખૂબ ઉલટ, ઉત્સાહ અને ઉમંગથી તેણે છાવણીમાં અને છાવણી બહાર કામ કર્યું. એને લાગ્યું કે તેને હવે જીવનભરનું કાર્યક્ષેત્ર મળી ગયું. છાવણીની અધિષ્ઠાત્રીના સમાગમથી તેના ઉપર કેટલાક સારા સંસ્કારો પડયા, તેની સેવાની વૃત્તિ જાગૃત થઈ, પણ તેની સાથે, નાની ઉંમરમાં સરદારી મળવાથી અને શિક્ષણ અગર સંસ્કારી માતપિતાના ઉછેરના અભાવે, તેમજ સાસરાના ત્રાસના પ્રત્યાઘાત રૂપે, એક પ્રકારની અભિમાનની વૃત્તિ તથા ઉદ્ધતાઈ પણ તેનામાં ઉત્પન્ન થઈ.

કુન્દનને આ વખતે મનમાં આનન્દ સમાતો ન હતો, પરંતુ આવી લડતની સ્થિતિ કાંઈ લાંબી મુદત ચાલી શકે જ નહિ તે

સમજવા જેટલી તેની બુદ્ધિ ખીલી ન હતી. લડત એકાએક બંધ થઈ ગઈ અને છાવણી વિખેરી નાખવામાં આવી.

માતપિતા, ભાઈભાંડુ કે પતિ અને કુટુમ્બ પરિવારની સંમતિથી અગર ખાસ વિરોધ સિવાય, જેઓ લડતમાં જોડાયાં હતાં તેમને તો છાવણી વિખેરાઈ જતાં પોતપોતાનાં કુટુંબમાં સ્થાન મળી ગયું અને અસલની માફક તેમનો સંસાર ચાલવા લાગ્યો. છાવણીમાં અને લડતનાં અનેક કાર્યો તથા પ્રસંગોમાં જે યુવક યુવતીઓને સાથે કાર્ય કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો હતો તેમને જીવનમાં કદી નહિ અનુભવેલા અગર આપણા સમાજમાં કદી ન મળી શકે એવા નિકટ સહવાસના પ્રસંગો મળ્યા. લડતને અંતે આ સર્વને પરિણામે કેટલાક પ્રેમપ્રસંગો—ઈષ્ટ અને અનિષ્ટ—બનવા પામ્યા એ લડતના ઇતિહાસની વિગતવાર હકીકત જાણનાર સૌને જાણીતું છે. કુન્દનને સંસાર અને સાંસારિક બાબતનો જે અણગમો ઉત્પન્ન થયો હતો તે, લડતમાં પડયા છતાં અને કેટકેટલાં સ્ત્રીપુરુષોના સહવાસમાં આવ્યા છતાં, કાયમ રહ્યો. અનેક યુવકોના પરિચયમાં આવ્યા છતાં કુન્દનને કદી પણ સંસારી વૃત્તિઓ જાગૃત થઈ ન હતી. તેનું તો સર્વ ધ્યાન છાવણીની અધિષ્ઠાત્રીની આજ્ઞા ઉઠાવવામાં અને ઉત્સાહભેર પિકેટિંગ વગેરે કાર્યક્રમ ચલાવવામાં પરોવાયું હતું.

લડત બંધ થવાથી તેને સૌથી વધારે આઘાત થયો. હવે તેનું શું થશે? તેણે ક્યાં જવું? માસી તેમજ સસરાનાં માણસોનો તીવ્ર વિરોધ વહોરી તે આ લડતમાં જોડાઈ હતી. લડતમાં જોડાનાર બહેનો માટે અનેક સારી ખોટી અફવાઓ પ્રચલિત થયેલી હતી. આ બધી અફવાઓની દરકાર કરે એવી તો તે હતી જ નહિ, પણ માસીને ઘેર કે સાસરે બેમાંથી એકે ઠેકાણે તે સમાશે નહિ એમ તો તેને સ્પષ્ટ લાગ્યું.

છાવણીની અધિષ્ઠાત્રીએ થોડા દિવસ તો કુન્દનને પોતાને ઘેર

રાખી. તેમનાં કુટુમ્બીઓએ તેના ઉપર ખૂબ મમતા અને સ્નેહ બતાવ્યાં અને રફતે રફતે તેને સાસરું, પતિ, તેમના પ્રત્યેની ફરજ વગેરેની સમજણ આપવા માંડી અને સાસરે રહેવા જવાની હા પણ પડાવી. બીજી તરફથી કુન્દનના સાસરિયાંને પણ સમજાવવાનો તેમણે પ્રયત્ન આદર્યો, બન્ને પક્ષ સંપસંપીને રહેશે એમ લાગ્યું ત્યારે તેને સાસરે મોકલી. પરંતુ સાસરિયાં અનઘડ હતાં અને પતિ પણ નાની વયને લીધે તેમજ આજુબાજુની ઉશ્કેરણીને લીધે ચઢાઉ હતો. આ ઉપરાન્ત પતિ તથા સાસરિયાં પ્રત્યેનો અણગમો કુન્દનના મનમાંથી તદ્દન નીકળી ગયો ન હતો. અધિષ્ઠાત્રી અને તેમનાં કુટુંબીઓ પ્રત્યેની ઉપકારવશતાને લીધે, તેમની આજ્ઞા ઉવેખી ન શકવાથી, સાસરે જવાનો સ્પષ્ટ વિરોધ એ કરી શકી નહિ એટલે જવા કબૂલ તો થઈ, પણ સંસાર ચાલ્યો નહિ.

અધિષ્ઠાત્રીની પાસે પાછા જવું કુન્દનને ઉચિત લાગ્યું નહિ, માસો પણ કદાચ એને સંઘરે નહિ એમ લાગ્યું એટલે એને ખૂબ મૂંઝવણ થવા માંડી. એક દિવસ પતિપત્નીને તકરાર થઈ—બોલાચાલી થઈ. વાત બહુ ગંભીર ન હતી પણ નાનપણથી કુન્દનને કોઈનો ટુંકારો સાંભળ્યો ન હતો. લડત વખતે છાવણીમાં તેની સ્વાતંત્ર્યપ્રિયતાને પોષણ મળ્યું હતું. ઠરેલપણું, સ્વભાવનું સમતોલપણું, સારાસાર વિવેક તેને શિખવવાનો કોઈએ પ્રયત્ન કર્યો ન હતો. ઉમ્મર કાચી હતી, એટલે બોલાચાલી થવાને પરિણામે અકળામણ અને આવેશમાં કુન્દને આપઘાતની કોશીશ કરી—ઝેર પીધું. થોડા જ વખતમાં એ બાબતની ખબર પડી ગઈ અને તેને ઈસ્પિતાલમાં લઈ જવામાં આવી. દાક્તરોની ખૂબ મહેનતને પરિણામે કુંદન બચી ગઈ. તેની તબિયત સુધરી કે તરત ઈસ્પિતાલમાંથી જ બારોબાર અધિષ્ઠાત્રી બહેન તેને કન્યા છાત્રાલયમાં લઈ આવ્યાં હતાં.

કન્યા છાત્રાલયમાં આવ્યા પછી કુન્દને ફરી શાળામાં જવા

માંડ્યું. અધિષ્ઠાત્રીએ તેના ખર્ચનો બધો બોજો ઉઠાવી લીધો. તેનાં સાસરિયાંએ હવે તેને સાસરામાં રાખવાની આશા છોડી દીધી. એના પિતાની મિલ્કતના ત્રણ ટ્રસ્ટીઓમાંથી બે ટ્રસ્ટીઓ મરણ પામ્યા હતા. તેના સસરા જ એક ટ્રસ્ટી હયાત રહ્યા હતા. તેમની પાસેથી કુંદનને પોતાના પિતાની મિલ્કત મેળવી આપવાના પ્રયત્નો શરૂ થયા. આ પ્રયત્નો સીધી રીતે સફળ થવાની આશા ન લાગવાથી કોર્ટનો આશરો લેવો પડ્યો અને તેમાં તો મહિના અને વર્ષો વીત્યાં. દરમિયાન કુંદનનો અભ્યાસ થોડો આગળ વધ્યો. પણ શાળાના અભ્યાસમાં—અંગ્રેજી ધોરણ પ્રમાણે—તેનો બરાબર આગળ ચાલવાનો ઝાઝો સંભવ ન જણાવાથી, અને તેને પોતાના પગ ઉપર ઊભા રહેવાની જરૂર હોવાથી, તેને શિક્ષિકાની તાલીમ આપવાની વ્યવસ્થા કરવામાં આવી. કન્યા છાત્રાલયમાં રહી કુન્દને શિક્ષિકા માટેની તાલીમ લીધી, અને પછી તે નોકરીએ વળગી. નોકરી મળ્યા પછી તે કન્યા છાત્રાલયમાંથી નીકળી પોતાના એક દૂરના મામાને ઘેર રહેવા ગઈ.

બે વર્ષ ઉપર તેના મામા ટૂંક મંદવાડ ભોગવી ગુજરી ગયા અને તે પછી બે ત્રણ માસ પછી તેની મામી પણ ગુજરી ગઈ. મામાનાં નાનાં છોકરાં ઉછેરવાનું કામ કુન્દનને માથે આવી પડ્યું.

આ છોકરાંને ઉછેરતાં તેની વૃત્તિઓમાં ફેરફાર થવા માંડ્યો. સ્ત્રીસ્વભાવજન્ય માતૃત્વની ભાવના અગમ્ય રીતે તેનામાં ઉદ્ભૂત થવા લાગી. સાત આઠ વર્ષથી સૂકાઈ ગયેલી વૃત્તિઓનો ઝરો કોઈ અકલ યોજનાનુસાર પુનર્જાગૃત થવા લાગ્યો.

આજ અરસામાં પિતાની મિલ્કતના કોર્ટે ચઢેલા ઝઘડાની ઘરમેળે પતાવટ કરવા માટે કુન્દનનો સસરો તેને રૂબરૂ બે ચાર વખત મળ્યો. સસરાની સાથે એક બે વખત તેનો પતિ પણ આવ્યો હતો. તે પછી એક બે વખત તેનો પતિ એકલો તેને મળવા આવ્યો અને

બન્નેનાં હૃદય એક બીજા આગળ ખોલવાના પ્રસંગ પ્રાપ્ત થયા. પોતાના મામાનાં છોકરાંને ઉછેરતાં જાગૃત થયેલી માતૃત્વની ગૂઢ ભાવના હવે આગળ વધીને પતિ પ્રત્યેના સ્નેહના ઢોળાવ તરફ વહેવાની શરૂઆત થઈ. ધીમે ધીમે આ બન્ને વૃત્તિઓ સાથે સાથે સતેજ થવા લાગી. અંતે પોતાનાં પિતામાતાને છોડી કુન્દનનો પતિ તેની સાથે એક અલગ મકાનમાં રહેવા કબુલ થયો. કુન્દન પોતાના મામાનાં બાળકોને લઈ પતિ સાથે રહેવા ગઈ.

કન્યા છાત્રાલયમાંથી નીકળ્યા પછી કુન્દનને મળવાનો મને બે ત્રણ વખત પ્રસંગ આવેલો. તે પતિ સાથે રહેવા ગઈ એ વાત મેં સાંભળી હતી.

ત્રણેક માસ ઉપર એક દિવસે એ માસના એક બાળક સાથે કુન્દન મારે મકાને આવી. બાળક તરફ જોઈ હસતી હસતી તે બોલી: "દેશમુખનો છૂટાછેડાનો કાયદો પસાર થઈ ગયો હોત તો મારી શી હાલત થઈ હોત ?"

## [ ૧૨ ]

આશરે બે વર્ષ ઉપર—૧૯૩૭ ના ફેબ્રુઆરી માસમાં—સૂરતને સ્ટેશને હું અમદાવાદ આવવા માટે કાઠિયાવાડ ફાસ્ટ ટ્રેનની વાટ જોતો બેઠો હતો. એ જ પાટલી ઉપર એક વૃદ્ધ માણસ અને તેમની સાથે વીસેક વર્ષની બાળા બેઠેલાં હતાં. પોષાક અને બોલી ઉપરથી એ વૃદ્ધ અનાવિલ લાગતા હતા. અરસપરસ થોડી વાતચીત થતાં તેમણે મને અમદાવાદમાં મહીપતરામ અનાથાશ્રમનું બરાબર ચોક્કસ સ્થળ પૂછ્યું. મેં તેમને તે સ્થળ અને મારો એ સંસ્થા સાથેનો

સંબંધ જણાવ્યો. એ સાંભળીને એ ગૃહસ્થ જરા મારી નજીક આવીને બેઠા અને ધીમે સાદે વાત કરવા માંડી.

"આ મારી દીકરાની દીકરી છે. સરિતાની મા એને છ વર્ષની અને બાપ તેર વર્ષની મૂકીને ગુજરી ગયેલો. હું તો પચીસ વર્ષથી ઘરભંગ થયેલો છું. એકનો એક દીકરો મૂકી એની મા ગુજરી ગઈ. દીકરાને ભણાવ્યો, પરણાવ્યો અને ધંધે લગાડયો. એ મામલતદારની કોર્ટમાં કારકુન હતો. છેલ્લાં પાંચ છ વર્ષથી સરિતા ને હું બે જણ ઘરમાં દહાડા કાઢીએ છીએ. મારા ઘડપણનો એક આધાર આ મારી સરિતા. એને ભણાવીગણાવી સારે ઠેકાણે પાડવાની આશાએ હું દહાડા કાઢું છું. અમારા ગામમાં ગુજરાતી નિશાળ છે. ત્યાં સરિતાને ભણાવ્યા પછી એના બાપની મરજી એને આગળ ભણાવવાની હતી એટલે એને અમે વડોદરે અંગ્રેજી ભણવા મૂકી. વડોદરામાં બૉર્ડિંગમાં રહેતી અને ભણતી. એ ત્રીજી અંગ્રેજી ભણતી હતી ત્યારે એનો બાપ મરી ગયો. છોકરીની મરજી આગળ ભણવાની હતી અને એની નિશાળની ઉપરી બાઈએ પણ એને આગળ ભણાવવાની ઘણી ભલામણ કરી તેથી સરિતાનો અભ્યાસ ચાલુ રાખ્યો. છઠ્ઠા અંગ્રેજી ધોરણ સુધી સરિતા ભણ્યા પછી અમારી ન્યાતના એક સારા કુળવાન ગ્રેજ્યુએટ સાથે તેનાં લગ્ન કર્યાં. એટલે સરિતાને શાળામાંથી ઉઠાડી લીધી."

ડોસાને આટલી વાત કહેતાં શ્વાસ ચઢવા માંડયો અને એણે આગળ વાત કહેતાં પહેલાં સરિતાની તરફ જોયું પણ સરિતા બીજી બાજુએ પાટલીના છેડા પાસે બેઠેલી બાઈઓ સાથે વાતે વળગેલી હતી એટલે ડોસો મારી છેક નજીક આવી ખૂબ ધીમે અવાજે આગળ બોલવા મંડયો.

"સરિતાનો વર કુળવાને ખરો ને ભણેલો પણ સારૂં, પણ એની મા બહુ કપાતર. અમારામાં રીતભાત અને આપવા લેવાનો પુષ્કળ ત્રાસ. લગ્ન વખતે કાંઈ આપવા લેવામાં ઓછું પડયું હશે

એટલે સરિતાને સાસરે તેડાવે જ નહિ. બે ત્રણ વર્ષ એમ વીતી ગયાં પણ કોઈ એને બોલાવેજ નહિ. એક બે વખત જમાઈ મારે ઘેર આવી ગયો, સરિતા સાથે બોલે ચાલે પણ તેડાવાનું નામ ન લે.

જમાઈ મુંબઈમાં રહેતો અને આગળ અભ્યાસ કરે છે એમ જણાવતો. મેં એક બે કાગળ લખ્યા તો પોતાની આર્થિક મુશ્કેલી જણાવી અને પચાસ રૂપિયાની માગણી કરી. બીજી વખત વળી સવાસો રૂપિયાની માગણી કરી. આમ છૂટક છૂટક ત્રણ વરસમાં લગભગ ત્રણસો રૂપિયા મેં એને મોકલ્યા. મારા મનમાં કે કોઈ રીતે પણ એ દીકરીને તેડાવે તો મારી ચિંતા મટે. પણ એ તો પૈસા મંગાવ્યા કરે ને તેડાવવાની વાત નહિ. એક વખત હું જાતે મુંબઈ ગયો ત્યારે જણાયું કે ભાઈ મુંબઈમાં પોણોસોનો પગાર લાવે છે અને અભ્યાસની વાત ખોટી છે. મેં એને બહુ આજીજી અને કાલાવાલા કરીને દીકરીને તેડાવાનું કહ્યું પણ એણે તો કહ્યું કે મારી માને મનાવો. એની માને તો ત્રણ હજાર રૂપિયા જોઈતા હતા અને બીજી કેટલીક લગ્ન વખતની બાકી રહેલી રીત જોઈતી હતી. પંદરસો રૂપિયા—ઘર ખેતર લખી આપીને—આપવાનું મેં કબૂલ કર્યું પણ એ તો માને જ નહિ. મારે હવે બીજો ઉપાય જ ન રહ્યો. ભગવાન ઉપર ભરોંસો રાખ્યો કે જમાઈને સારી બુદ્ધિ સૂઝશે ને છ મહિને વરસે પણ એ તેડાવશે.

અમારા ગામનો એક બ્રાહ્મણનો છોકરો વકીલ થયેલો છે તે શહેરમાં ધંધો ચલાવે છે. એ વકીલ અમારા ગામમાં આવે ત્યારે હું એની સલાહ લેતો અને એણે મને થોડો સમય રાહ જોઈ દીકરી માટે ખોરાકીનો દાવો કરવાની સલાહ આપી. મને આ સલાહ તો રૂચી નહિ કારણ કે હું ખાનદાન માણસ અને મારી એકની એક આ દીકરી કાંઈ મને ભારે પડતી નથી.

વકીલ ઘણીવાર અમારે ગામ આવે અને અમારે એને બહુ

સારો સંબંધ થઈ રહેલો. સરિતાને એ તો ધણી સામે દાવો માંડવાની સલાહ આપ્યા કરે. આજથી પાંચેક મહિના ઉપર ખેતરજમીનને કામે હું શહેરમાં ગયેલો; ત્યાં ચાર દિવસ રોકાયો તે અરસામાં વકીલ અમારે ગામ આવેલો."

ડોસાના મોઢા ઉપરની નસો તરવરી આવવા માંડી, અવાજ ઘાડો થયો અને વકીલને ગાળો દેતો બોલવા લાગ્યો.

"એ બદમાશ શેતાને સરિતાને ભોળવી, ફસાવી અને મારી સાત પેઢીનું નાક કાપ્યું. એનો તો કોઈ ભવે છૂટકો નહિ થાય. આ દીકરી બિચારી દુઃખ ને સંતાપની મારી એની જાળમાં ફસાઈ પડી. મારી પાસે રડીરડીને એણે બધી વીતક વાત કહી. એ તો આપઘાત કરવા તૈયાર હતી. મેં એને સમજાવી આશ્રમમાં જવાનો રસ્તો બતાવ્યો. હવે આપ એને ત્યાં રાખવાનો અને સાચવવાનો બધો બંદોબસ્ત કરી આપો."

આજે અકસ્માત્ ટ્રેન બહુ મોડી હતી. એટલે આટલી બધી વાત નિરાંતે થઈ શકી. ટ્રેન આવ્યા પછી અમે બધાં સાથે બેઠાં અને અમદાવાદ ઉતરી એ બાઈને આશ્રમમાં સોંપી હું ઘેર આવ્યો.

આશ્રમમાં એ બાઈ લગભગ છ માસ સુધી રહી. એને દીકરી જન્મી ને તે બે માસની થઈ મરી ગઈ. દરમિયાનમાં પેલા વકીલના ત્રણેક કાગળો આવ્યા. વકીલે એને ધણી પાસેથી છૂટી કરાવી પોતે લગ્ન કરવાની મિથ્યા આશા આપી હતી. સરિતા બિચારી એવી મુંઝાઈ ગઈ હતી કે એને કોઈ માર્ગ સૂઝતો ન હતો. મૂળ તો પતિ એને તેડતો ન હતો તેમાં આ બનાવ બન્યા પછી તો એને તેડવાનો સંભવ જ ન જણાયો. વકીલ પ્રત્યે તો તેને તિરસ્કારની જ લાગણી થઈ હતી. એના કાગળો વાંચીને તે લેડી સુપરિન્ટેન્ડેન્ટને આપી દેતી.

આશ્રમમાંથી એણે પોતાના પતિ સાથે ફરી મેળ સાધવાના

પ્રયત્નો કરવા માંડ્યા. એક બે કાગળ લખ્યા અને તેમાં પોતાની સાચી હકીકત જણાવી અને આશરો આપવાની વિનંતી કરી. પત્રનો ઉત્તર મળ્યો નહિ. હવે એણે બીજી યુક્તિ અજમાવી. આશ્રમની એક બાઈ પાસે પતિને પત્ર લખાવ્યો. એ બાઈ જાણે એની ખાસ બહેનપણી હોય અને એ બહેનપણી સરિતાની વકીલાત કરતી હોય, સરિતાને રાખવા વિનવતી હોય એમ પત્ર લખાવ્યો. તેનો પણ ઉત્તર ન આવ્યો. ફરી પાછો બીજો પત્ર લખાવ્યો. સરિતાનો ગુનો એ પત્રમાં કબૂલ કરવા સાથે એ ગુનાનું કારણ એનો પતિ જ છે, પતિની બેદરકારી અને વિના વાંકે તેને તરછોડવાથી જ આવું પરિણામ આવ્યું, એવું પેલી બહેનપણી પાસે લખાવ્યું. આ કાગળ વાંચીને કે કોણ જાણે બીજા કોઈ કારણે સરિતાની બહેનપણી ઉપર તેના પતિનો જવાબ આવ્યો. સોમવાર અને મંગળવાર બે લાગટ રજાઓમાં અમદાવાદ રૂબરૂ આવી બધી બાબત વિશે વાતચીત કરવાનું એ પત્રમાં જણાવ્યું હતું.

રવિવારે સવારે એ ભાઈ આશ્રમમાં આવ્યા અને લેડી સુપરિન્ટેન્ડન્ટને મળી બધી હકીકત પૂછી. લેડી સુપરિન્ટેન્ડન્ટે બધી જ વાત અથથી ઇતિ સુધી જણાવી. સરિતાને તથા તેની બહેનપણીને મળી બધી વાતચીત કરી એ ભાઈ મને મળવા આવ્યા. “ મુંબઈ જઈ બધી વાતનો વિચાર કરી મારો નિર્ણય હું સરિતાના દાદાને જણાવીશ અને એ આપને પત્ર લખશે ” એમ કહી એ ભાઈ ચાલ્યા ગયા.

પંદર દિવસ પછી ડોસાનો પત્ર મારા ઉપર આવ્યો. સરિતાને પોતાને ગામ તેડી લઈ જવા માટે એ અમદાવાદ આવશે એવું એ પત્રમાં લખ્યું હતું.

અઠવાડિયા પછી ડોસો આવી સરિતાને લઈ ગયો. જતા

અગાઉ મને મળ્યો અને "ભગવાન સૌ સારા વાનાં કરશે. ઘડપણમાં મારો હરિ મને સહાય થશે." એટલું કહી ચાલતો થયો.

સરિતા આશ્રમમાંથી ગયા પછી વીસ દિવસે મુંબઈથી તેનો પત્ર આશ્રમનાં લેડી સુપરિન્ટેન્ડન્ટ ઉપર આવ્યો.

"પરમ પૂજ્ય બા,

આપની આજ્ઞાંકિત સરિતાના સા. દ. પ્રણામ સ્વીકારશો. હું ક્ષેમકુશળ છું અને ખૂબ આનંદિત છું.

મને જે જોઈતું હતું તે મળી રહ્યું છે. મારી જીવનની અનેરી ઘટનાઓ જેથી મારું જીવન ઉજ્જડ થઈ ગયું હતું તે બધી દુઃખદ ઘટનાઓનો અંત આવી ગયો છે. કેવા સંજોગોમાં હું એ વિષમ સ્થિતિમાં આવી પડી તેનો વિચાર કરું છું ત્યારે ત્રાસ થાય છે. તમને એ સંજોગોની કલ્પના પણ ક્યાંથી આવી શકે ? પેલી વ્યક્તિના ત્રણચાર પત્રો વાંચીને મારા મનની જે સ્થિતિ થતી હતી તે તો પરમાત્મા જ જાણે છે. મુ. ગટુભાઈએ એના છેલ્લા પત્રનો મારી પાસે જે જવાબ લખાવ્યો તે પછી એ પત્રો આવતા બંધ થયા અને મારી અંતરવેદના પણ મટી. હું પ્રભુને સમક્ષ રાખીને આ પત્ર લખી રહી છું. મારા મનમાં એને માટે તિરસ્કારની લાગણી થતી હતી પણ એને, કોણ જાણે કેમ, હું ભૂલી શકતી નહિ. મુ. ગટુભાઈએ જે છેલ્લો પત્ર મારી પાસે લખાવ્યો ત્યાર પછી જ મારા અંતરમાંથી તેને સદાને માટે મેં ઊખાડીને ફેંકી દીધો. એ સ્થિતિ થયા પછી મેં અહીં મુંબઈ પત્ર લખવા શરૂ કર્યાં. આશ્રમની મારી વહાલી બેનપણીએ મને મદદ ન કરી હોત તો મારી સ્થિતિ કદી સુધરી ન હોત. મુ. ગટુભાઈએ પેલી વ્યક્તિ ઉપર જે પત્ર લખાવ્યો હતો તે ઉપરથી મારી બેનપણી પાસે લખાવેલા છેલ્લા પત્રમાં મારા પતિની બેદરકારીની બાબત લખવાનું મને સૂઝયું અને એ લખાણની ખરેખરી

અસર થઈ એમ મને લાગે છે. ગમે તેમ, હવે એ બધું સ્વપ્નવત્ થઈ ગયું. હું અહીં બધુ જ આનન્દમાં છું અને મારા પતિએ મને સંપૂર્ણ નિખાલસતાથી ક્ષમા આપી છે.

મારું નાનકડું ઘર હવે હું આદર્શ ઘર બનાવીશ—તેને સ્વર્ગીય બનાવીશ—ત્યારે જ મારો આત્મા સંતોષ પામશે તમે કહેતાં હતાં કે સરિતા જરૂર સાગરને અંતે તો મળશે જ! પરમકૃપાળુ પરમાત્માએ તમારી એ ભવિષ્યવાણી સાચી પાડી છે. હું સાગરને મળી છું—સાગરમાં લય પામી છું ભગવાન મારું એ સુખ અખંડિત રાખે.

મુંબઈનું મારું શિરનામું આ સાથે બીડું છું મુંબઈ આવો ત્યારે જરૂર મારે ઘેર પધારશો. તમારાં સૌની હું જીવનભરની ઋણી છું. આજ્ઞાંકિત સરિતાના પ્રણામ."

[૧૩]

"આ બાઈ પોતાને ઘેર પાછી જવાની રજા માગે છે." અનાથાશ્રમનાં લેડી સુપરિન્ટેન્ડન્ટે મને એક દિવસ કહ્યું.

"એ બાઈને પ્રસૂતિ થયે હજી માત્ર એકાદ માસ જ થયો છે. એટલે એટલી ટૂંકી મુદતમાં રજા તો ન અપાય. એ જાય તો પછી એના બાળકનું શું થાય!" મેં કહ્યું.

"એ પોતાના બાળકને લઈને જવા માગે છે." લેડી સુપરિન્ટેન્ડન્ટે જવાબ આપ્યો.

"બાળકને લઈને!" હું આશ્ચર્યથી બોલ્યો. વિધવાશ્રમની કોઈ પણ બાઈ ભાગ્યે જ પોતાના બાળકને લઈને આશ્રમમાંથી ગઈ હોય. આપણા સમાજમાં એ વસ્તુ સંભવિત જ નથી. બાળકનો ત્યાગ કરીને જ સમાજમાં એ બાઈઓ પાછી પ્રવેશ કરી શકે છે. એટલે

આ બાઈ પોતાના બાળકને સાથે લઈ જવા માગતી હતી એ જાણી મને ઘણી નવાઈ લાગી.

"હાજી, એ બાઈનો પતિ એને લેવા કાલે આવવાનો છે: એમને હું આપની પાસે મળવા મોકલીશ."

મેં બાઈની સાથે હવે વાત કરવા માંડી.

"તમને અહીં કોણ મૂકવા આવ્યું હતું?"

"એ બાઈનો ભાઈ અને એનો પતિ બે આવીને એને મૂકી ગયા હતા." લેડી સુપરિન્ટેન્ડન્ટે બાઈની વતી જવાબ દીધો. "એ આવ્યા ત્યારે તો આ બાઈએ એમ કહેલું કે મારા ભાઈ અને મારા ભાઈના આ દોસ્તદાર છે. પણ હમણાં પંદરેક દિવસ ઉપર જ એણે ખરી વાત જાહેર કરી અને એ બીજો માણસ તે એનો પતિ હતો એ વાત જણાવી."

"તમારા પતિ હતા તો પછી તમારે અહીં કેમ આવવું પડ્યું?" મેં સ્વાભાવિક પ્રશ્ન કર્યો.

"સાહેબ, મારી વાત બહુ નવાઈ જેવી છે. આપના માન્યામાં પણ કદાચ ન આવે. હું મૂળ કચ્છની વતની છું. મારું ખરું નામ શોભાબાઈ છે. આશ્રમમાં તો મેં રાધા નામ લખાવ્યું છે. મારું પિયર અને સાસરું બંને કચ્છમાં. મને પરણાવ્યા પછી સાસરે મોકલી ત્યાંથી આઠદસ દિવસમાં હું મારી સાસુ અને વિધવા નણંદ સાથે મુંબઈ ગઈ. મુંબઈમાં એમને નોકરી છે, ત્રણ ચાર માસ મુંબઈ રહી એટલામાં તો મારે માથે સાસુ અને નણંદે એવી વીતાડી કે ન પૂછો વાત. ચાર માસ તો મારે ચાર ભવ જેવા વીત્યા. મા અને બહેનની આગળ એમનું કાંઈ ચાલે નહિ. એમના ચઢાવ્યાથી મારે માર પણ ખાવાનો વખત આવ્યો. હું પાંચ ચોપડી ભણેલી છું.

રોજનું આ દુ:ખ સહન ન થવાથી મેં દેશમાં મારી માને કાગળ લખ્યો. એટલે મારો ભાઈ આવી મને તેડી ગયો. ૭ મહિના દેશમાં રહ્યા પછી મને લાગ્યું કે હવે પાછી મને તેડાવશે. એમનો મારા ઉપર બહુ ભાવ હતો પણ મા અને બહેન આગળ ચાલે નહિ. એટલે બધી અકળામણ મારા ઉપર કાઢે, પણ મારે માટે લાગણી બહુ. ૭ ના આઠ મહિના થયા પણ કોઈ તેડવા આવ્યું નહિ. મેં કાગળ લખ્યો, મારા ભાઈએ કાગળ લખ્યો પણ કાંઈ જવાબ જ આવ્યો નહિ. આમ કરતાં લગભગ દોઢ વર્ષ વીતી ગયું.

પિયરમાં મને કશી વાતની ખોટ ન હતી મા, ભાઈ, ભાભી બધાંમાં હું સુખમાં રહેતી. મારી ભાભીના એક ભાઈ હતા તે અમારે ઘેર આવતા, એ બહુ આનન્દી માણસ હતા. એમની પાસે ભાઈ, ભાભી અને હું સાંજે કે રાતે બેસતાં ત્યારે અલકમલકની વાતો કરી અમને બધાંને એ બહુ આનંદ કરાવતા. ભાભીના ભાઈ મારા દુ:ખની વાત જાણતા અને મને ધિરજ આપતા કે બેચાર મહિને પણ તમને જરૂર બોલાવશે. તમારા પતિ દિલના ભોળા છે અને તમારા ઉપર એમનો ભાવ છે એ તો હું પણ જાણું છું એટલે તમારે અધીરાં થવાની જરૂર નથી."

આમ દિવસ વીતવા લાગ્યા. એક દિવસ હું મુંબઈની વાતો કરતી હતી. મારી મા દર્શન કરવા ગઈ હતી, ભાઈ કાંઈ કામે બહાર ગયા હતા. ભાભી અને એમના ભાઇ બેઠાં હતાં. મારી મુંબઈની વાતો ચાલતી હતી એટલામાં પડોસમાંથી કોઈ મારાં ભાભીને બોલાવવા આવ્યું એટલે એમને ઊઠીને જવું પડયું.

મુંબઇની વાત કરતે કરતે મારા સસરાની વાત નીકળી. સાસુ ને નણંદના જુલમની વાત કરતાં કરતાં મારા પતિના સાલસ સ્વભાવની વાત હું કરવા લાગી. એ વાતમાં મેં એમના સ્વભાવનાં અને મારા તરફના ભાવનાં ખૂબ વખાણ કરવા માંડયાં. ભાભીના ભાઈ

મારી વાત સાંભળ્યા જ કરતા હતા. હું એમનાં વખાણ કરતે કરતે ખૂબ તાનમાં આવી. મારા પતિ જેવો તો કોઈનો પતિ નહિ હોય. પોતાની સ્ત્રી પર એમના જેટલું વહાલ કોઈનું નહિ હોય એમ ખૂબ વખાણ પર ચઢી. વખાણ કરતે કરતેકરતે મને ખૂબ ઉમળકો આવ્યો, એ ઉમળકાના આવેશમાં હું ભાન ભૂલી ગઈ—અમારું બન્નેનું અજાણતાં જ પતન થયું!"

બોલતાં બોલતાં બાઈ નીચું જોઈ ગઈ અને આંખમાં આંસુ ભરાઈ આવ્યાં.

"તરત જ અમારી સાન ઠેકાણે આવી. આ શો ગજબ થઈ ગયો! હવે શું કરવું? અરે ભગવાન, અમને આ શી કુબુદ્ધિ સૂઝી એમ મેં કલ્પાન્ત કરવા માંડ્યું. ભાભીના ભાઈ તો શરમાઈને ઘરમાંથી તરત જ ચાલી ગયા. હું રડતીરડતી અફસોસ કરતી બેઠી હતી એટલામાં ભાભી પાછાં આવ્યાં. ભાભીનું મારા ઉપર સગી બેન કરતાં વધુ વહાલ. મેં વીતેલી બધી વાત એમને કહી. એમણે મને ધિરજ આપી.

બે માસ પછી મને મારી સ્થિતિની ખબર પડી હવે શું થાય? આવી આફતમાંથી ઉગરવાનો એક પણ આરો મને તો સૂઝ્યો નહિ. ભાભી અને ભાઈએ પણ વાત જાણી. માથી બધી વાત અમે છુપાવી, પણ લાંબી મુદતે એ છાનું નહિ રહે એમ અમને લાગ્યું.

ભાભી સાથે મસલત કરી, એક દિવસ મેં બધી સાચી હકીકત જણાવીને કાગળ એમને મુંબઈ લખી નાંખ્યો. હિંમત તો કરી પણ કાગળ નાખ્યા પછી બહુ ચિન્તા થવા લાગી. ભાભીની હૂંફ ન હોત તો મેં જરૂર કુવો હવાડો કર્યો હોત.

આઠમે દિવસે મુંબઈથી પત્ર આવ્યો કે હું દેશમાં આવું છું. મને કાગળ મળ્યા પછી પાંચમે દિવસે એ આવી પહોંચ્યા. એમનાં ઘરનાં તો બધાં મુંબઈ હતાં એટલે એ અમારે ઘેર જ આવ્યા.

એમના આવવાના સમાચાર સાંભળી મને કાંઈ કાંઈ વિચાર આવ્યા. મારું શું થશે? એ મને બોલાવશે, તેડી જશે? શું કરશે? આ મારું પાપ ત્યાં કેમ છાનું રહેશે? આમ અનેક વિચાર આવવા લાગ્યા.

એ ઘરમાં પેઠા ને મારી છાતી ધડકધડક થવા લાગી. હવે શું કહેશે? શું થશે? ભાભી મારી પાસે ને પાસે જ રહેવા લાગ્યાં. મને જરા છૂટી મૂકે નહિ.

રાતે જમી પરવારીને ભાભી, ભાઈ, એ અને હું ઓશરીમાં બેઠાં. એમણે જાણે કાંઇ બન્યું જ ન હોય એમ મુંબઈની, ધંધા-રોજગારની ને બીજી વાતો કરવા માંડી. અર્ધોપોણો કલાક થયો એટલે ભાઈ ઊઠીને અંદર ગયા. દસ મિનિટ પછી ભાભી પણ અંદર ગયાં. અમે બે એકલાં પડ્યાં.

બે મિનિટ મેં એમના સામું જોયું. એમની આંખોમાં જરાય ક્રોધ જણાયો નહિ. હું એકદમ ધ્રૂસકેધ્રૂસકે રડી પડી. એટલું રડી કે કેમે કરી છાની ન રહું. પા એક કલાક પછી એ મારી પાસે આવી બેઠા અને બોલ્યા: "જો, હવે છાની રહી જા. હું તને કાંઈ કહેતો નથી. હવે આપણે શું કરવું તેનો વિચાર કરીએ. મેં એવી ગોઠવણ કરવાની ધારી છે કે હું અહીં મહિનો બે માહના રહીશ. પછી તને લઈ મુંબઈ જઈશું."

હું એમને પગે પડી. ભગવાન, પતિ દે તો આવા જ દેજે! શું એમની શાન્તિ!"

બાઈની આંખમાં ફરી આંસુ ભરાઈ આવ્યાં. ઊંચે જોઈ તે અદૃશ્યને હાથ જોડતી જાય અને રડતી જાય. "દેશમાં અમે દોઢેક માસ રહ્યા પછી મુંબઈ જવા નીકળ્યાં. મુંબઈમાં મારી સાસુ અને નણંદની મારા ઉપર ઇતરાજી એવી ને એવી જ હતી. પણ હવે એ એમનું કહ્યું બહુ ગણકારતા નહિ.

"દરમિયાન દેશમાંથી કાગળ આવ્યો કે મારી મા એકાએક બે દિવસના તાવમાં ગુજરી ગઈ. એ બિચારીને ભગવાને વખતસર લઈ લીધી. મારી કથાથી એ અજાણ જ મરી ગઈ.

એક દિવસ માદીકરાને ખૂબ ઝઘડો થયો. કાંઈ પૈસા બાબત કે એવી સાધારણ બાબતનો ઝઘડો હશે એમ મેં ધાર્યું. પણ એમની વાતમાં વચમાં મારું નામ બોલાતું મેં સાંભળ્યું.

એ બહાર ગયા પછી સાસુએ મને ખૂબ ઝેવડી લીધી. મારી નણંદના કોઈ સગાનો દેશમાંથી કાગળ આવ્યો હતો. તેમાં કાંઈક મારી વાતનો અણસારો હશે એમ મને લાગ્યું. મને સાસુએ ખૂબ ગાળો દેવા માંડી. દેશમાંથી શી રીતે જાણ થઈ હશે તેની હજી મને સમજણ પડતી નથી.

રાત્રે એમણે આવી મને કહ્યું કે 'તારા ભાઈને કાગળ લખી અહીં બોલાવ્યો છે. તારે માટે કાંઈક ગોઠવણ કરવી પડશે. પાંચ છ દિવસ પછી મારા ભાઈ મુંબઈ આવ્યા.' ભાઈના આવ્યા પછી બે દિવસ પછી એ, ભાઈ તથા હું અહીં આવ્યાં. ભાઈ સાથે એ હતા એ વાત મેં અહીં કહી નહિ અને ભાઈના ભાઈબંધ છે એવી વાત કરી.

ચાર દિવસ ઉપર એમનો કાગળ આવ્યો છે કે 'બાળકની સાથે હું તને લઈ જવા બુધવારે આવીશ; માટે તું તૈયાર થઈ રહેજે.'

બીજે દિવસે એ બાઈનો પતિ મને મળવા આવ્યો. કોઈ મોદી કે દાણાના સામાન્ય વેપારી જેવો લગભગ પચીસેક વર્ષનો એ માણસ હતો. મારી સાથે એણે પોતાની સ્ત્રીને લઈ જવાની વાત કરવા માંડી.

"તમે બહુ જ હિંમત બતાવી. તમારી ઉદારતા અને હિંમત માટે ખરે તમને ધન્યવાદ ઘટે છે." મેં કહ્યું.

"સાહેબ, હું તો બહુ સાધારણ માણસ છું. મુંબઈમાં આઠ વર્ષથી ........બજારમાં વેપારીને ત્યાં મુનીમ છું. સાત ચોપડી ગુજરાતી ને ત્રણ અંગ્રેજી ભણ્યો છું. પણ આ મહાત્માજીનાં લખાણો વાંચીને મારા વિચારોમાં બહુ ફેરફાર થયો છે. મારી સ્ત્રી મુંબઈથી ગઈ ત્યારથી મને ચેન પડતું ન હતું. મને થતું કે મારી માની સતામણી અને મારા મનની નબળાઈને લીધે મારી સ્ત્રીને દેશમાં પડી રહેવું પડે છે. જ્યારે એનો કાગળ આવ્યો ત્યારે મને થયું કે જે બાઈએ મારા ઉપર આટલો બધો વિશ્વાસ મૂક્યો તેને હવે ઠેઠ સુધી મદદ કરવી. એણે બધી વાત છુપાવી હોત અને દેશમાં જ બધું પતાવી દીધું હોત તો મને શી ખબર પડવાની હતી? અને સાહેબ, અમારી જ્ઞાતિના હજાર બે હજાર જુવાન માણસો અહીં મુંબઈમાં ધંધો કરે છે. તેમનાં કુટુંબને દેશમાં રાખે છે. અહીં લૉજમાં જમે છે અને મુંબઈમાં ક્યાં ક્યાં ભટકે છે ને કેમ જિંદગી ગુજારે છે તે હું બરાબર જાણું છું. એમને કોઈ પૂછતું નથી, અને આ બાઈ બિચારી લપસી પડી તેને હું સદાને માટે તરછોડું? આવો વિચાર આવ્યો એટલે હું એકદમ દેશમાં આવ્યો. દેશમાં દોઢેક માસ રહ્યા પછી મુંબઈ અમે પાછાં આવ્યાં.

મુંબઈ આવ્યા પછી બે મહિના પછી દેશમાંથી મારી બહેનના સસરાનો એક સગો આવ્યો. તેણે મારી માને તથા બહેનને બધી વાત કહી. તપાસ કરતાં જણાયું કે એ માણસ મારા સાળાની વહુના ભાઈનો સાળો થતો હતો. મારી સ્ત્રીની જેની સાથે વાત બની હતી તેની સ્ત્રી પાસેથી આ માણસે—તેના ભાઈએ—બધી વાત જાણેલી.

માને અને મારે ખૂબ ઝઘડો થયો એટલે મેં આને અહીં રાખવાનો નિશ્ચય કર્યો. એના ભાઈને દેશમાંથી બોલાવ્યો અને અમે બે એને અહીં મૂકી ગયા. હું એનો પતિ છું એમ જાણવામાં આવે તો આશ્રમમાં આને કદાચ ન રાખે તેથી પોતાના ભાઈના દોસ્તદાર

તરીકે મને અહીં ઓળખાવ્યો. હવે હું એને બાળક સાથે લઈ જઈશ."

"તમારી મા તથા બહેનનો વિરોધ કેમ સહન કરશો? આ બાઈની ત્યાં મુંબઈમાં શી સ્થિતિ થશે?" મેં પૂછ્યું.

"મારી મા તથા બહેન હવે દેશમાં રહેશે. અમારા સંસારમાં વિક્ષેપ પાડ્યા સિવાય શાંતિથી એમને રહેવું હશે ત્યારે એ મુંબઈ આવશે. દેશમાં એમના ખાવાપીવાનો અને ખરચખૂટણનો હું સારી રીતે બંદોબસ્ત કરીશ. અમારા ત્રણના સંસારમાં હવે ચોથાની ડખલ ન જોઈએ."

આટલું કહી એ ભાઈએ વિદાય લીધી. બીજે દિવસે એ ત્રણે મુંબઈ ચાલ્યાં ગયાં.

[૧૪]

લતાની મા ગુજરી ગઈ ત્યારે એ પાંચ વર્ષની હતી. બે વર્ષ પછી એના પિતા પણ ગુજરી ગયા. સોળ વર્ષના ભાઈ ઉપર લતાને ઉછેરવાનો અને બે માણસનું ગુજરાન કરવાનો ભાર આવી પડ્યો. બંગાળાના બહુ સામાન્ય સ્થિતિના બ્રાહ્મણનાં એ બે સંતાન. દિનેશે સાત વર્ષની લતાને ત્રણચાર વર્ષ સુધી તો પાળીપોષી મોટી કરી. પોતાના વતનમાં વધારે કમાણીનો કાંઈ સંભવ ન જણાવાથી, એણે કલકત્તે જઈ કાંઈ સારી કમાણીનો ધંધો કરવાનો ઠરાવ મન સાથે કર્યો, પણ લતાનું શું કરવું? નજીકનાં કે દૂરનાં કોઈ સગાં લતાને રાખે એવાં ન જણાવાથી, દિનેશે એને પોતાના ગામના એક અબળાશ્રમમાં રાખવાનો વિચાર કર્યો. અબળાશ્રમના વ્યવસ્થાપક સંયુક્ત પ્રાંતના એક કાયસ્થ ગૃહસ્થ હતા. દિનેશે એ વ્યવસ્થાપક મહાશય પાસે જઈ લતાને ત્યાં રાખવાની વિનંતી કરી. "આપને

યોગ્ય લાગે ત્યારે, અને યોગ્ય લાગે તે સ્થળે લતાને પરણાવી દેજો. એનો સર્વ ભાર આપને આજથી સોંપું છું. માતાપિતાવિહોણી એ બાળાના આપ એક જ આધાર છો, બનતા સુધી બંગાળામાં જ એનું લગ્ન થાય તો ઠીક એવી મારી ઇચ્છા છે. પરંતુ આપને જેમ યોગ્ય લાગે તેમ કરશો. હવે મારે એની ચિંતા રાખવાનું કારણ નથી." આ પ્રમાણે દિનેશે અબળાશ્રમના વ્યવસ્થાપક ગંગાપ્રસાદને લતાની સુપરત કરી.

લતા અબલાશ્રમમાં આઠેક વર્ષ રહી. વચમાં બેત્રણ વખત દિનેશ તેની ખબર કાઢી ગયો. છેલ્લાં બે વર્ષથી દિનેશ અને લતા મળ્યાં ન હતાં.

લતા લગભગ અઢારેક વર્ષની થઈ ત્યારે અબલાશ્રમના વ્યવસ્થાપકે એને માટે લાયક વરની શોધ કરવા માંડી. બ્રાહ્મણ કન્યા હોવા છતાં લતા બહુ જ થોડું ભણી હતી. અબલાશ્રમમાં આવતાં પહેલાં બે ચોપડી ભણી હતી અને ત્યારપછી બીજી બે ત્રણ ચોપડી ભણી. આશ્રમમાં રહી એટલે ઘરકામમાં પણ એ પ્રવીણ ન હતી. બીજી આવડતમાં એ, આશ્રમમાં રહીને, સંચા ઉપર સીવતાં સારૂં શીખી હતી, અને આખો દિવસ એ જ કામ કર્યા કરતી. સીવણભરતમાં એ ઠીક પ્રવીણ બની હતી.

બંગાળી બ્રાહ્મણ કે બીજી જાતનો પણ યોગ્ય બંગાળી વર ગંગાપ્રસાદને મળી શક્યો નહિ. દિનેશનો કાંઈ પત્તો મળતો ન હતો, લતા ઉંમરે વધતી જતી હતી, એટલે ગંગાપ્રસાદે લતાને ગમે ત્યાં ઠેકાણે પાડી દેવાની ઉતાવળ કરવા માંડી.

એવામાં, દ્વારકાદાસ નામનો એક કાઠિયાવાડી ત્યાં વેપારઅર્થે આવેલો, તે, આશ્રમમાં પોતાના કોઈ ગુજરાતી મિત્ર માટે કન્યાની શોધમાં આવી ચઢ્યો. ગંગાપ્રસાદ સાથે, વેપારને અંગે પરિચય થયો

અને એ પરિચય ગાઢ થતાં તેમણે પોતાના મિત્ર હિંમતલાલ માટે લતાની માગણી કરી. હિંમતલાલ લગભગ એકાદ વર્ષથી કલકત્તામાં વેપારઅર્થે આવેલો હતો અને ગુજરાતમાં ......જિલ્લાનો વતની હતો. પચીસ છવીસ વર્ષના, સાધારણ સુખી કુટુંબના અને રળતા કમાતા હિંમતલાલ માટે તેના મિત્ર દ્વારકાદાસે સારી રીતે ભલામણ કરી. હિંમતલાલને ......ગામમાં બોલાવ્યો અને ગંગાપ્રસાદને એ સંબંધ ઠીક લાગ્યો. દૂર અજાણ્યા મુલકમાં, જૂદા રિવાજ, જૂદી બોલી, જૂદા આચાર, અને તદ્દન અપરિચિત માણસોમાં લતાને મોકલતાં ગંગાપ્રસાદને જરા વિમાસણ તો થઈ, પણ દ્વારકાદાસે હિંમતલાલ પાસે રૂ. ૫૦૧ સંસ્થાને ભેટ આપવાનું કહ્યું અને પોતે તેના જામીન થવાનું કબૂલ કર્યું, તેમજ હિંમતલાલના કલકત્તાના શેઠ દામોદરદાસનો કાગળ મંગાવ્યો તથા શેઠ પોતે લગ્નમાં હાજરી આપશે અને કન્યાને સારો ચાંલ્લો કરશે એવું પત્રમાં લખેલું વંચાવ્યું એટલે ગંગાપ્રસાદનો સંકોચ જતો રહ્યો.

બંગાળી બ્રાહ્મણ કન્યા લતાનાં ગુજરાતી વણિક યુવક હિંમતલાલ સાથે રજિસ્ટર્ડ લગ્ન થયાં. કન્યાને શેઠ દામોદરદાસે ચારસો રૂપિયાના દાગીના કર્યા. બિચારી લતા તદ્દન અપરિચિત માણસોને હાથ સોંપાઈ. દ્વારકાદાસ સારી રીતે બંગાળી બોલી શકતો એટલે લતાની સાથે બધી વાતચીત એની જ મારફત થઈ.

લગ્ન પછી લતાની સુપરત હિંમતલાલને કરતાં ગંગાપ્રસાદે ઘણી સૂચના આપી, લતાને ગુજરાતમાં ન ગમે તો થોડો વખત અબલાશ્રમમાં મોકલી આપવાનું પણ કહ્યું. લતાને કોઈ વાતે દુઃખ ન પડે, એ મુંઝાય નહિ તેની સંભાળ લેવાની સૂચના આપી.

લતાને લઈ હિંમતલાલ તથા દ્વારકાદાસ શેઠ દામોદરદાસને મકાને કલકત્તે આવ્યા.

દામોદરદાસે બીજે જ દિવસે પોતે આપેલાં ઘરેણાં લતાનાં અંગ ઉપરથી ઉતરાવી લીધાં અને દસબાર રૂપિયાની એક વીંટી એની આંગળીએ રહેવા દીધી. હિંમતલાલને તો લતા કાંઈ સમજાવી શકે તેમ ન હતું, કારણ કે તે બંગાળી સમજતો નહિ, પણ દ્વારકાદાસને લતાએ આ બાબત ફરિયાદ કરી, ત્યારે તેણે શેઠને સમજાવવાનું કબૂલ કર્યું. બીજે દિવસે તે પોતાને કામે ચાલ્યો ગયો. ઘરેણાં શેઠના કબજામાં જ રહ્યાં કારણ કે એ તો દેખાડો કરવા માટે જ આપેલાં હતાં !

હિંમતલાલ અને લતા ગુજરાતમાં આવ્યાં. રસ્તામાં ટ્રેનમાં બધો વખત લતાએ રડવામાં જ કાઢ્યો. રસ્તાના ત્રણ દિવસ તેણે ખાધાપીધા વગર જ કાઢ્યા. હિંમતલાલે એને ભાગીતૂટી બંગાળી—મિશ્ર હિંદી—મિશ્ર ગુજરાતીમાં સમજાવવાનો પ્રયત્ન કર્યો પણ સર્વ વ્યર્થ ગયું.

ગુજરાતમાં ......ગામમાં હિંમતલાલને ઘેર આવતાં લતાને બહુ મૂંઝવણ થઈ. હિંમતલાલના ઘરમાં તેની વૃદ્ધ મા અને એક આંધળો ભાઈ એટલાં જ હતાં. કોઈને આ લગ્ન પસંદ ન હતું. વૃદ્ધ માતાએ તો આવતાં વેંત જ હિંમતલાલ અને લતા ઉપર ગાળોનો વરસાદ વરસાવા માંડ્યો.

"ગુજરાતમાં આવીને પહેલવહેલી હું ગુજરાતી ભાષામાં ગાળોના શબ્દો શીખી" લતાએ પોતાનો હેવાલ મને કહેતાં કહ્યું. ડોશી ખૂબ ક્રોધમાં ગાળો દે તો પણ હિંમતલાલ જરા પણ બોલે નહિ કે મારો પક્ષ ખેંચે નહિ. મને તે જ વખતે લાગ્યું કે આ માણસ છેક નિર્માલ્ય છે." બીજે દિવસે સવારે હિંમતલાલની પડોશમાં રહેતો રજનીકાંત નામનો તેનો મિત્ર આવ્યો. રજની છ વર્ષ સુધી કલકત્તામાં રહ્યો હતો અને બહુ સારી રીતે બંગાળી બોલી શકતો.

"રજનીકાંત ખૂબ આનંદી અને મોજીલો માણસ હતો. એની સાથે હું એક અર્ધા કલાકમાં હળી ગઈ. એક તો એને બંગાળી આવડતું અને વાતો કરવામાં ખૂબ હોશિયાર હતો. મને કોઈ પણ વાતની મુશ્કેલી ન પડે, કોઈ રીતે ઓછું ન આવે અને મારી ગમગિની દૂર થાય તે માટે દિવસનો લગભગ બધો વખત અને રાતે દસ વાગ્યા સુધી તે હિંમતલાલને ઘેર જ રહેતો. હું જરા ખુશાલીમાં આવી તેથી હિંમતલાલે પણ તેનો પરિચય મારી સાથે વધવા દીધો."

લગભગ પંદર દિવસ આ પ્રમાણે ચાલ્યા પછી હિંમતલાલને તેના શેઠનો કાગળ આવવાથી કલકત્તે જવું પડ્યું. રજનીકાંતને અને પોતાના ભાઈ રણછોડને લતાની સુપરત કરી તે ગયો. એકાદ મહિના પછી પાછા આવવાનું કહેતો ગયો.

એ મહિને હિંમતલાલ પાછો આવ્યો. રણછોડ તો બિચારો આંધળો હતો. ડોશી પણ ગાળો દઈને થાકવા માંડી હતી અને ઘરમાં બધો કારભાર રજનીકાંતનો ચાલતો હતો. રજનીકાંત બ્રાહ્મણ હતો; પરંતુ પોતાના મિત્ર હિંમતલાલને ત્યાં ખુલ્લી રીતે ખાતોપીતો તેથી તેનાં કુટુંબીઓ તેના ઉપર નારાજ હતાં, ઘરમાં એ ઝાઝું રહેતો જ નહિ. ભગભગ બધો વખત હિંમતલાલને ત્યાં જ પડ્યો રહેતો.

"રજની જો અબલાશ્રમમાં પહેલો આવ્યો હોત તો મારું ભાગ્ય કેવું ઉઘડી જાત ? એમ મને થવા લાગ્યું. આનંદી, લહેરી, કામકાજમાં હોંશિયાર, બધી વાતનો પૂરો માહિતગાર, શોખીન રજની મને ગમી ગયો." લતા પોતાની વાત બહુ સ્પષ્ટતાથી—જરા પણ સંકોચ વગર કહેતી હતી. "અબલાશ્રમના ગંગાપ્રસાદે હિંમતલાલ પસંદ કર્યો, મેં કાંઈ એને પસંદ કર્યો નથી, હું તો રજનીને પસંદ કરું છું. મારી પસંદગીનો તે જ મારો સ્વામી." લતાની વાત સાંભળતાં અમને તેના નિઃસંકોચ વર્ણનથી, નવાઈ લાગી.

ધીમે ધીમે, સ્વાભાવિક રીતે થાય તે જ મુજબ, રજની અને લતાનો પરિચય ગાઢ થતો ગયો. બે માસ પછી હિંમતલાલ આવ્યો ત્યારે તેના અંધ ભાઈ રણછોડે, તેની માએ અને બીજાં એક બે નિકટનાં સગાંએ આ બાબત તરફ હિંમતલાલનું ધ્યાન દોર્યું. પરંતુ હિંમતલાલે તે ગણકાર્યું નહિ. નોકરીમાં અને પૈસા કમાવામાં તેનું ધ્યાન એટલું બધું લાગેલું હતું કે આ બાબત તેણે લાંબો વિચાર પણ કર્યો નહિ. તેની હાજરીમાં પણ રજની લતા સાથે ખૂબ છૂટથી વ્યવહાર રાખતો. હિંમતલાલ આમાં કાંઈ વાંધો લેતો ન હોવાથી લતાને તેને માટે છેક હલકો અભિપ્રાય બંધાયો અને તે વધારે નફ્ટ બની. ધીમે ધીમે એવી સ્થિતિ આવી ગઈ કે આખા ઘરમાં રજનીનું જ ચાલવા લાગ્યું. હિંમતલાલ પ્રત્યે પણ તે તોછડાઈથી વર્તવા લાગ્યો અને લતાનો કુલમાલેક પોતાને ગણવા લાગ્યો. લતાની અલબત આમાં સંમતિ હતી જ. એકાદ માસ પછી હિંમતલાલ પાછો કલકત્તે ગયો. તે પાંચ માસ સુધી આવ્યો નહિ.

લતા અને રજનીનો સંબંધ હવે ગામના લોકોની બત્રિસીએ ચઢ્યો. શેરીએ ચૌટે એમની વાત થવા માંડી અને સૌ કોઈએ એને પતિપત્ની જ માનવા લાગ્યાં. “અમારી પડોશમાં રહેતી ગોદાવરી બહેને મને એક વખત રજની બાબત પૂછ્યું. મેં કહ્યું: “હા, ખરી વાત છે. અબલાશ્રમવાળાએ મારું લગ્ન હિંમતલાલ સાથે કર્યું છે, પણ મેં પોતે તો મારું લગ્ન રજની સાથે જરૂર કર્યું છે, હું કાંઈ ચોરીછૂપીથી તેની સાથે રહેતી નથી.” નફ્ટ લતા પોતાની હકીકત આ પ્રમાણે કહેવા લાગી. લતા સગર્ભા થઈ.

રજની હવે ગભરાયો. તેણે તરત હિંમતલાલને તાર કરી બોલાવ્યો. લતાને તેણે કાલાવાલા કરી હિંમતલાલની સાથે સારી રીતે વર્તવાનું અને ઘર માંડવાનું કહ્યું, પણ લતાના ધ્યાનમાં તે આવ્યું નહિ. હિંમતલાલ આવ્યો પણ તેને તરત તો કાંઈ સમજણ પડી નહિ.

ગભરાયલા રજનીએ પ્રથમ તો લતાની નીતિ ઉપર આક્ષેપ મૂક્યો પણ તે સાંભળતાં જ લતા વાઘણની પેઠે છેડાઈ, એટલે પોતે બધો ગુનો કબૂલ કરી દીધો.

હિંમતલાલને તેણે લતાને કલકત્તે લઈ જવાની સલાહ આપી. રજની સાથે આવે તો જ હું જાઉં.” એવી લતાએ હઠ પકડી. એટલે એ ત્રણે કલકત્તે ગયાં. છ માસ ત્યાં રહ્યાં. દરમિયાન અબલાશ્રમમાં લતા જઈ આવી અને ત્યાર પછી કલકત્તામાં તેની બાળકી ગુજરી ગઈ. એટલે છ માસ પછી એ ત્રણે ફરી પાછાં વતનમાં આવ્યાં. રજનીની સાથે ખુલ્લી રીતે રહેવાની લતાએ હવે માગણી કરી. એ રજની માટે અશક્ય હતું. આને લીધે એ બેને ખૂબ ઝઘડો થયો. રજનીએ હિંમતલાલને સમજાવી લતાને ફારગતી અપાવી અને રજની લતાને અહીંના અનાથાશ્રમમાં મૂકી ગયા. રજની દગાખોર નીવડ્યો એમ હવે લતાને ખાતરી થઈ છે, પણ હવે તેનો ઉપાય નથી. હિંમતલાલ પ્રત્યેનો તેનો તિરસ્કાર હજી કાયમ જ છે. રજનીકાંત વિષે વાત કરતાં હજી એને કદી કદી ઉમળકો આવે છે, પણ અત્યારની તેની નિરાધાર સ્થિતિ રજનીને લીધે જ છે એમ લાગવાથી તેના ઉપર ક્રોધ પણ આવે છે.

બંગાળામાં......ના અબલાશ્રમના વ્યવસ્થાપક હાલ બદલાયા છે. તેમના ઉપર અત્રેથી લતાને ત્યાં રાખવા માટે પત્ર લખ્યો છે– પણ ત્યાંથી ઉત્તર નથી. લતા હવે તો બંગાળી જેટલું જ ગુજરાતી પણ બોલે છે પણ હવે તેનું જીવન શૂન્ય જેવું છે. કાયદેસર પરણાવેલી પરન્તુ કાયદેસર નહિ એવી ફારગતી અપાયલી વીસ વર્ષની બંગાળી નિરાધાર અબળાને ગુજરાતમાં ક્યાં આશરો મળે? અત્યારે તો એ અનાથાશ્રમમાં છે–ભવિષ્ય એને માટે ભયંકર છે.

*

[ ૧૫ ]

આઠેક મહીના ઉપર એક દિવસ સાંજે હું અનાથાશ્રમમાં ગયો ત્યારે ઑફિસમાં એક પોલીસ સબઇન્સ્પેકટર, એક પોલીસકૉન્સ્ટેબલ અને એક બાઈ બેઠેલાં હતાં. બાઈની ઉંમર ૨૭–૨૮ વર્ષની લાગતી હતી. અતિશય નબળા બાંધાની, ઘઉંવર્ણી, વિશાળ પરન્તુ અત્યન્ત ઊંડી ઊતરી ગયેલી દુઃખથી ભરેલી આંખોવાળી આ બાઈ એકદમ ધ્યાન ખેંચે એવી લાગતી હતી. બાઈના હાથ ઉપર આંગળીના છેડાથી કોણી સુધી ખીચોખીચ છૂંદણાં છૂંદેલાં હતાં. કપાળમાં, ગાલ ઉપર, હડપચી ઉપર અને ગળા ઉપર પણ છૂંદણાં હતાં. બાઈને પોલીસ સબઇન્સ્પેકટર પ્રશ્નો પૂછતા હતા, બાઈ તેનો એકસરખા, ધીરા, બિલકુલ ભાવરહિત સ્વરે જવાબ આપતી હતી. બાઈના જવાબ પોલીસ સબ ઇન્સ્પેકટર કાગળમાં નોંધતા જતા હતા.

શી હકીકત હતી તે વિશે મેં સબઇન્સ્પેકટરને પૂછ્યું તો તેણે અર્ધા કાગળ જેટલું મને વાંચવા આપ્યું અને પછી આગળ હકીકત બાઈ પાસેથી નીકળી જાય તેમ સાંભળવાની સૂચના આપી.

કાગળમાં આ પ્રમાણે લખેલું હતું: "મારું નામ મહાકોર. જાતે વાળંદ. રહેવાસી કાઠિયાવાડમાં—ગામની. ઉંમર ૨૬ વર્ષની. મારા પતિનું નામ ઇશ્વર મોતીરામ. મારા પિયરનું ગામ—મને દસ વર્ષની ઉંમરે પરણાવેલી. સાત વર્ષની ઉંમર હતી ત્યારે મારી મા ગુજરી ગયેલી. બાપ પાસે હું ઊછરી. મારી એક મોટી બહેન દસેક વર્ષ ઉપર ગામમાંથી કોઈ ખવાસ સાથે નાસી ગયેલી તેનો પત્તો નથી એમ મારા બાપા કહેતા હતા. મારી બહેનને મેં કોઈ દિવસ જોઈ નથી. મારે ભાઈ નથી. તેર વર્ષે મને સાસરે મોકલી." આટલી હકીકત કાગળમાં લખી હતી તે પછી ઇન્સ્પેકટરે પ્રશ્નો પૂછવા માંડ્યા. તેના ઉત્તરો બાઈએ આપ્યા તે ઉપરથી તેના કરુણ જીવનની આખી સળંગ હકીકત મને જાણવાની મળી.

મહાકોરનો સંસાર દસેક વર્ષ સાધારણ સારી રીતે ચાલ્યો. તેને બે છોકરા હતા. મોટો છોકરો પાંચ વર્ષનો છે. ત્રણેક વર્ષ ઉપર તેના વરની કાકી તેને ઘેર આવી. કાકી બહુ કજિયાખોર હતી. મહાકોરને સાસુસસરા કે બીજું કોઈ ન હોવાથી ઘરમાં તે સ્વતંત્ર હતી. કાકીએ આવી ઘરમાં સરમુખત્યારી ચલાવવા માંડી. વાતચીતમાં મહાકોર સાથે કજિયો થવા માંડ્યો. મહાકોરના વરને પણ ભંભેરવાનું શરૂ કર્યું. એક દિવસ મહાકોરને તેના ધણીએ, કાકીના ચઢાવવાથી, ખૂબ મારી. બે છોકરાની માને દસ વર્ષ સુધી સંસાર ચાલ્યા પછી, આ પ્રમાણે માર પડ્યો તેથી મહાકોર ખૂબ ઉશ્કેરાઈ ગઈ. પાસેના ફળિયામાં રહેનાર એક ખવાસ બાઈ તેને સમજાવી પોતાને ઘેર લઈ ગઈ. ત્યાં તેને તેના પતિ વિરુદ્ધ ખૂબ ઉશ્કેરી. એકાદ કલાક પછી રજપૂત જેવા લાગતા બે માણસો એ ખવાસ બાઈને ત્યાં આવ્યા. એ માણસોએ મહાકોરને આશ્વાસન આપ્યું અને પોતાની સાથે બહારગામ ચાલી આવવાની સૂચના આપી. મહાકોરને આ પગલું ભરતાં સંકોચ તો થયો. પણ ખવાસ બાઈએ તેને સમજાવી કે હું તારા ધણીને કહીશ કે મારે પિયર એ પંદર દહાડા રહેવા ગઈ છે. મન શાન્ત થશે એટલે પાછી આવશે. આ પ્રમાણે સમજાવ્યાથી, ઉશ્કેરાયલી હાલતમાં મહાકોરે આ અભાગી ક્ષણે પેલા રજપૂતો સાથે જવાનું કબૂલ કર્યું. તેના દુર્ભાગ્યની આ પગલાંથી શરૂઆત થઈ. બાર માસનો પોતાનો છોકરો સાથે લઈ ખવાસ બાઈને ઘેરથી જ બારોબાર તે ચાલી નીકળી. પેલા માણસો તેને કાઠિયાવાડથી ગુજરાતમાં લાવ્યા અને—માં અંબાલાલ શંકરલાલ નામે માણસને ઘેર મૂકી બીજે દિવસે ચાલતા થયા. અંબાલાલને ઘેર એક બે સ્ત્રીઓ હતી અને મહાકોરને ખાવાપીવાની, કપડાંલત્તાની વગેરે બધી સગવડ સારી રીતે મળી, ત્રણ ચાર દિવસ ત્યાં રહ્યા પછી અંબાલાલે એક માણસ જે મારવાડી જેવો લાગતો હતો તેને ઘેર જવાનું મહાકોરને કહ્યું. મહાકોરે બહુ આનાકાની કર્યા પછી

તેમ કરવાનું કબૂલ કર્યું. ઘર છોડયાનો હવે તેને પસ્તાવો થયો, પણ પાછા ઘેર જવાની હિંમત ચાલી નહિ. તેનો પગ હવે ભારે થયો. મારવાડીએ તેને સારી રીતે રાખી. ત્યાં પણ ચાર પાંચ નાની મોટી સ્ત્રીઓ, જુદી જુદી જ્ઞાતિઓની હતી. સ્ત્રીઓની વાતચીત ઉપરથી મહાકોરને જણાયું કે એ મારવાડી સ્ત્રીઓ વેચવાનો ધંધો કરતો હતો અને મહાકોરના તેણે સાતસો રૂપિયા આપ્યા હતા. મહાકોર આટલી સહેલી વાત ન સમઝી શકી તે માટે આ સ્ત્રીઓ હસવા લાગી.

મારવાડીને ત્યાંથી એક પાટીદારને ત્યાં, ત્યાંથી એક ઘાંચીને ત્યાં અને છેવટે એક તપોધન બ્રાહ્મણને ત્યાં મહાકોરને વેચવામાં આવી. ઘર છોડે ત્રણેક મહિના થઈ ગયા હતા. હવે તે તરફ ફરવાનું તેને અશક્ય લાગ્યું. પાંચ વર્ષનો છોકરો ઘેર મૂક્યો હતો તે સાંભર્યો: દસ વર્ષ પતિ સાથે સુખમાં કાઢ્યાં હતાં તે સાંભર્યાં. પણ હવે આ અધઃપતનના માર્ગમાંથી છૂટવાનો તેને કોઈ ઉપાય જડ્યો નહિ.

અત્યાર સુધી મહાકોર ઠેકાણે ઠેકાણે વેચાતી હતી પણ કોઈએ તેને બીજી કોઈ રીતે હેરાન કરી ન હતી. તપોધન બ્રાહ્મણ મંછારામે તેને પહેલી જ વાર ભ્રષ્ટ કરી. એ બ્રાહ્મણને ઘેર અનેક માણસો આવતા અને મહાકોર અને બીજી બે તેના ઘરમાં રહેનારી બાઈ તથા—શહેરની બીજી બહારથી આવનાર બાઈઓ સાથે નીચ ધંધો ચાલતો હતો. ચાર માસ આ પ્રમાણે નરકયંત્રણા સહન કરી મહાકોર શરીરે છેક હાલહવાલ થઈ ગઈ. મંછારામે મહાકોરની ખાવાપીવાની ગોઠવણ કરી પણ છોકરાની સારવાર ન કરવાથી અને અનેક રીતે હેરાન થવાથી એ બાળક મંછારામના ઘરમાં મૃત્યુ શરણ થયો.

હવે મંછારામે મહાકોરને વાણિયણ તરીકે પંદરસો રૂપિયામાં વેચી. મહાકોરને વેચાતી લેનાર વાણિયા શોભાગચંદે હજાર રૂપિયા અગાઉ આપ્યા અને બાકીના એક માસ પછી આપવાના ઠરાવ્યા. દસ બાર દિવસ શોભાગચંદને ઘેર રહ્યા પછી તેને ખબર પડી કે

મંછારામે ઠગાઈ કરી છે, બાઈનો ધણી જીવતો છે અને બાઈ વાણિયણ નહિ પણ વાળંદ જાતિની છે. તેણે મંછારામ ઉપર દાવો માંડ્યો. કોર્ટમાં કેસ ચાલ્યો અને વધારે ત્રાસથી બચવા મહાકોર પોતે ઠગાઈમાં ભાગ લેવાનો ગુનો કબુલ કરી જેલમાં ગઈ. જેલમાં એક માસ રહ્યા પછી મહાકોર માટે સારી ચાલનો જામીન કોઈ થાય તો છોડવાની શરત હોવાથી એક અજાણ્યો માણસ જેણે—આશ્રમનો પોતે કારભાર કરનારો હતો એમ કોર્ટમાં જણાવ્યું, તે તેને જામીન ઉપર છોડાવી લઈ ગયો. એ કહેવાતા આશ્રમમાંથી ત્રીજે દિવસે મહાકોરને મંછારામને સોંપી દીધી. મહાકોરે બહુ કાલાવાલા કર્યા પણ આશ્રમ (?) ના માણસને પૈસા મળેલા હોવાથી તેને કહેવું ન ગણકારતાં મંછારામ જેવા દુષ્ટ રાક્ષસને હવાલે તેણે મહાકોરને સોંપી દીધી.

મંછારામે ફરી મહાકોરને અનીતિમય જીવન ગુજારવાની ફરજ પાડી. જીવનથી હવે તે છેક કંટાળી ગઈ હતી. આ ઘરમાં અનેક છોકરીઓને ફસાવવામાં આવતી હતી. પંદરેક દિવસ પછી મહાકોરને ફરી રામશંકર નામના બ્રાહ્મણને છસો રૂપિયે વેચી. વેચ્યા પછી બીજે દિવસે મંછારામે રામશંકરને ઘેર આવી તેની સાથે નાસી જવાનું મહાકોરને સમજાવવા માંડ્યું. તેણે ના કહી ત્યારે રામશંકર માથે કરેલો દસ્તાવેજ પાછો આપી દેવાનું મહાકોરને કહ્યું. મંછારામના ત્રાસથી કંટાળી, રામશંકરની પેટીમાંથી દસ્તાવેજ કાઢી મહાકોરે મંછારામને આપી દીધો. બીજે દિવસે રામશંકરને કાંઈક વેમ પડ્યો અને મહાકોર બ્રાહ્મણ ન હતી એ વાત તેણે તેની પાસેથી કઢાવી લીધી. રામશંકરે પોલીસમાં ફરિયાદ નોંધાવી. કોર્ટના કંપાઉન્ડમાં મંછારામે પૈસા પાછા ભરી દેવાનું કબુલ કર્યું, પણ પોલીસમાં સ્ટેટમેન્ટો નોંધાયાં હતાં એટલે રામશંકર ફરિયાદ પાછી ખેંચી લે તો જ પૈસા પાછા આપું એમ મંછારામે કહ્યું. આ કારણથી બધી વાત એક માસ સુધી મુલતવી રહી. દરમિયાન મંછારામના ત્રાસમાંથી છૂટવા મહાકોરે મંછારામને ઘેર એક બીજી લુવાણાની છોકરી માટે

આવતા માણસની મદદ માગી. તેને દયા આવવાથી બીજે દિવસે પોલીસને કરવાની એક અરજી તે લખી લાવ્યો અને તેના ઉપર મહાકોરની સહી લઈ ગયો. બીજે દિવસે પોલીસે આવીને મહાકોરને છોડાવી.—ગામની પોલીસે મહાકોરને અહીં અમદાવાદની પોલીસને સોંપી અને તેમની સાથે તે અનાથઆશ્રમમાં આવી. મંછારામ તેમજ રામશંકર દેશી રાજ્યવા વતની હોવાથી એ કેસનો નિકાલ હજી થઈ શક્યો નથી. લગભગ આઠ માસથી આ ઢોર કરતાં પણ બૂરી હાલત ભોગવેલી, અવનતીથી તદ્દન કંટાળેલી હતાશ થયેલી, શરીરે હાલહવાલ, શૂન્યમનસ્ક બાઈ અત્યારે અનાથાશ્રમમાં રહેલી છે.

[ ૧૬ ]

અનાથાશ્રમના અબળાશ્રમ વિભાગ આગળ ફરતાં, એક દિવસ, બંધ ઓરડામાંથી કોઈનો રડવાનો અવાજ મેં સાંભળ્યો. એ વિભાગનાં મેટ્રનને બોલાવી એ બાબતની તપાસ કરતાં જણાયું કે આઠેક દિવસ ઉપર આશ્રમમાં પોલીસ તરફથી મોકલેલી એક બાઈ એ ઓરડામાં રડતી હતી. મેટ્રન તથા હું ઓરડામાં ગયાં અને મેં બાઈને રડવાનું કારણ પૂછ્યું. બાઈએ મને તો કાંઈ જવાબ ન આપ્યો, પરંતુ મેટ્રને તેની પાસે બેસી ધીમેથી તેની સાથે વાતચીત કરી તે પરથી જણાયું કે એ બાઈની તે દિવસે સ્ત્રી દાક્તર પાસે તપાસ કરાવવામાં આવી હતી અને તે સગર્ભા હતી એવો અભિપ્રાય દાક્તરે આપ્યો હતો. આ અભિપ્રાય જાણતાં એ બાઈએ રડવા માંડ્યું હતું

બાઈ વિશે વધુ હકીકત જાણવા માટે મેટ્રન પાસે તેને અનેક પ્રશ્નો મેં પૂછાવ્યા તે ઉપરથી જણાયું કે એ બાઈનું નામ કેસર હતું. મારવાડમાં જયપુર પાસેના કોઈ ગામડાની તે રજપૂત બાઈ હતી. અત્યારે તેની ઉંમર આશરે પચીસેક વર્ષની હશે. કેસર ત્રણ વર્ષની હતી ત્યારે તેનો બાપ અને છ વર્ષની ઉંમરે તેની માતા ગુજરી

ગયાં હતાં. માતપિતાનાં મરણ પછી પોતાની ફોઈ પાસે તે ઉછરી હતી. દસ વર્ષની ઉંમરે તેને પરણાવવામાં આવી હતી, પરંતુ તે માણસ થોડા વખત પછી નાસી ગયો હતો અને તેનો કાંઈ પત્તો લાગતો ન હતો. બે ચાર વર્ષ તેની વાટ જોઈ ફોઈએ તેને સોળ વર્ષની ઉંમરે એક માણસ સાથે, કુંવારી કન્યા તરીકે, ફરી પરણાવી દીધી. આ લગ્નમાં તેની ફોઈને લગભગ ચારસો રૂપિયા મળ્યા. લગ્ન પછી તેનો પતિ એક ચોરીના ગુનામાં પકડાવાથી ત્રણ વર્ષ જેલમાં ગયો. જેલમાંથી છૂટયા પછી બે જ માસમાં એક ખૂનના કેસમાં સામેલ હોવાથી બીજાં પાંચ વર્ષ જેલમાં ગયો. એ માણસ છૂટયો તે વખતે કેસરની ફોઈનો છેલ્લો મંદવાડ હતો એટલે તે પોતાના ધણીને ઘેર જઈ શકી નહિ, બે માસ ફોઈનો મંદવાડ ચાલ્યો પણ તે દરમિયાન કેસરનો પતિ ફરી પાછો લૂંટ અને ખૂનના ગુનામાં સપડાવાથી પકડાયો હતો અને તેના કેસનો નિકાલ થાય તે અગાઉ કેસરની ફોઈ ગુજરી જવાથી તે બિચારી તદ્દન નિરાધાર થઈ ગઈ. પતિનો ખૂનના ગુના માટે કેસ ચાલતો હતો અને કોઈ બીજાં સગાં-વહાલાંનો આશ્રય ન હોવાથી આ ભોળી બાઈને સમજાવીને બદમાશોની એક ટોળી એક પછી એક અનેક શહેરોમાં તેને રખડાવી; છેવટે તેને ત્રણ માણસો અમદાવાદમાં લઈ આવ્યા. આ માણસોએ તેને વેચવાનો પ્રયત્ન કર્યો. કેસરને રોજ નવાં નવાં લૂગડાં પહેરાવે અને જૂદાજૂદા માણસોને દેખાડે. આ પ્રમાણે લગભગ એક અઠવાડિયું ચાલ્યું. એ માણસોએ ધારેલાં નાણાં આ બાઇનાં ન ઊપજવાથી એને કોઈને વેચી નહિ. પરંતુ છેવટે પીસ્તાળીસેક વર્ષના એક સેવમમરા અને ભજિયાંની દુકાનવાળા સાથે સાટું નક્કી થયું. જે દિવસે કેસરને એ માણસને વેચવાની હતી તેને પહેલે દિવસે ચારેક વાગે તે બધી વાતની તેને ખબર પડી જવાથી, લાગ જોઈ કેસર નાસી ગઈ. અમદાવાદ શહેરથી એ તદ્દન અજાણી હતી. એ ક્યાં રહેતી હતી અને ક્યાં નાસવા જતી હતી તે રસ્તાની પણ આજ તેને ખબર

નથી. એ બદમાશ માણસોના કબજામાંથી નાસી છૂટવું એટલો જ વિચાર કરી તે ઘરમાંથી નીકળી ગઈ.

ઘર બહાર નીકળતાં જ સુભાગ્યે એક મોટર બસ જતી હતી તને થોભાવી કેસર તેમાં ચડી બેઠી. પાસે ત્રણ આનાના પૈસા હતા. મોટરવાળાએ ટીકીટ માટે પૂછ્યું ત્યારે બાઈએ જણાવ્યું કે તે રેલ્વે સ્ટેશને જઈ પાછી પોતાના મુલકમાં જવાનો તેનો ઈરાદો હતો. ધીમે ધીમે મોટર ખાલી થવા લાગી પણ રેલ્વે સ્ટેશન તો કાંઈ આવ્યું નહિ. મોટરવાળાએ એક જગાએ સાઈકલ ભાડે આપનારની દુકાનની પાસે મોટર ઊભી રાખી અને નીચે ઊતરી સાઈકલવાળા સાથે વાતચીત કરી. થોડીવારમાં સાઈકલવાળો કેસર પાસે આવ્યો એને તેના ગામ તથા નામઠામ વિષે પૂછપરછ કરી.

કેસરે ગામનું નામ બતાવ્યું એટલે તરત સાઈકલવાળો બોલ્યો: "અરે, તમારા ગામનો એક માણસ અહીં થોડે દૂર ચાલીમાં રહે છે, તેને ત્યાં તમે મારી સાથે ચાલો. એ તમને બરાબર બંદોબસ્ત કરી તમારે વતન પહોંચાડશે."

કેસર મોટરમાંથી ઊતરી સાઈકલવાળા સાથે લગભગ પા કલાક ચાલ્યા પછી એક ચાલી આવી. તેમાં માળ ઉપરની એક ઓરડીમાં તેને બેસાડી સાઈકલવાળો ચાલ્યો ગયો. થોડીવારમાં એક જુવાન માણસ ત્યાં આવ્યો અને તેને ધિરજ અને સાંત્વન આપવા મંડ્યો. એ પોતે કેસરના વતનની નજદીક રહેતો હતો અને તેની જ્યારે મરજી હશે ત્યારે પોતે જાતે તેને મૂકવા આવશે એમ જણાવ્યું. એ માણસની વાતચીત અને રીતભાત ઉપરથી તે બહુ સારો માણસ લાગ્યો એટલે તે શાંત થઈ અને ત્યાં રહેવામાં તેને કોઈ પ્રકારનો વાંધો લાગ્યો નહિ. કેસરને તેણે પોતાની સાથેની કોટડીમાં રાખી.

આ પ્રમાણે ચાર પાંચ દિવસ ચાલ્યા પછી કેસરને તેણે સમજાવી પોતાની સાથે જ રહેવાની સૂચના કરી. વતનથી દૂર આવેલી,

સગાંવહાલાં વિનાની, ખૂન અને લૂંટના ગુના માટે કેસમાં સપડાયલો અને અગાઉ સાત આઠ વરસ સુધી જેલમાં જઈ આવેલો એવા ધણીવાળી, ઢોરની માફક ઠેર ઠેર વેચાયલી કેસરને માટે હવે બીજો શો ઉપાય? આ માણસ મિલમાં કામ કરતો હતો. ચાળીસ પીસ્તાળીસ રૂપિયા કમાતો હતો. સારા સ્વભાવનો અને તેની પ્રત્યે સહાનુભૂતિ ધરાવનારો લાગતો હતો. એટલે કેસરે તેની સાથે રહેવાનું કબૂલ કર્યું.

લગભગ ત્રણ માસ આ પ્રમાણે વીત્યા પછી એક દિવસ, તે માણસની ગેરહાજરીમાં બે ત્રણ મવાલી જેવા માણસો એ ઓરડીએ આવી પહોંચ્યા. મિલમાં કેસરનો માણસ એકદમ માંદો પડી ગયો છે એમ કહી તેને પોતાની સાથે આવવાનું તેઓ સમજાવવા લાગ્યા. કેસરને આ લોકોની વાત ઉપર વિશ્વાસ ન આવ્યો એટલે તેમની વચ્ચે રકઝક ચાલવા લાગી. એટલામાં પેલો માણસ આવી પહોંચ્યો.

એ માણસ અને પેલા મવાલીઓ વચ્ચે મારામારી થઈ. ઝપાઝપીમાં પેલા માણસની લાકડીના જબ્બર ફટકાથી મવાલીમાંના એકની ખોપરી તૂટી ગઈ અને તે બેભાન થઈ નીચે પડ્યો અને થોડી જ વારમાં મરણ પામ્યો.

ધમાધમનું આ પરિણામ આવેલું જોઈ કેસર ખૂબ ગભરાઈ ગઈ. આજુબાજુના લોકો ભેગા થઈ ગયા અને થોડા વખતમાં પોલીસનાં માણસો આવી પહોંચ્યા. કેસરના માણસને પોલીસ પકડી લઈ ગયા અને તેને કોઈ સગું વહાલું કે આશ્રય આપનાર ન હોવાથી અનાથઆશ્રમમાં મોકલી દીધી. આશ્રમમાં આવ્યા પછી આઠમે દિવસે તે માંદી પડવાથી તેને સ્ત્રીઓના દવાખાનામાં મોકલી ત્યાં તેની સ્થિતિની હકીકત બાઈ દાક્તરે જાહેર કરી.

કોર્ટમાં કેસ ચાલતાં કેસરના માણસને ત્રણ વર્ષની સજા થઈ. કેસરના નસીબમાં આ બીજો માણસ પણ જેલમાં સજા પામનાર જ નીકળ્યો! નિરાધાર સ્થિતિમાં હોવાથી કેસરને પોતાની શારીરિક

સ્થિતિની ભારે મૂંઝવણ થવાથી તે રડતી હતી. ત્રણ વર્ષ સુધી તેનો સમય કેમ જશે? ત્રણ વર્ષ પછી જેલમાંથી છૂટ્યા પછી એ માણસ તેને સંઘરશે કે નહિ? વગેરે અનેક વિચારોથી તે ગભરાઈ ગઈ હતી.

છેલ્લા સાતેક મહિનાથી આ બિચારી બાઈ અનાથાશ્રમમાં આશાશૂન્ય સ્થિતિમાં દિવસ કાઢે છે. તેનો માણસ હજી લગભગ અઢી વર્ષ પછી પાછો આવશે ત્યારે તેની શી સ્થિતિ થશે તેની ચિન્તા નિત્ય કર્યા કરે છે. બાળકની માતા થવાનાં સુખદ સ્વપ્નો જોવાને બદલે ભાવિ બાળકને શાપ દેતી કેસર પોતાના દિવસો આશ્રમમાં નિર્ગમન કરે છે!

## [ ૧૭ ]

એ એક માસ ઉપર ભદ્રથી મોટરબસમાં હું આવતો હતો. મોટર ચાલવાની તૈયારી હતી. એટલામાં એક બાઈ બસમાં આવી બેઠી. મારા સામું જોઈ તેણે 'જય જય' કર્યા. મેં એ બાઈને ઓળખી નહિ એટલે હું કુતૂહલથી તેની તરફ જોઈ રહ્યો.

"મને ન ઓળખી?" એ બાઈએ હસીને પૂછ્યું. "હું સોના, આપને મળવા આપને બંગલે જ આવતી હતી. આજ પાંચ વર્ષે અહીં અમદાવાદ આવી છું. મારી એક બહેનપણીનું લગ્ન હતું તે માટે અહીં આવી છું. આપને મળ્યા વિના મારાથી જવાય જ નહિ એટલે અત્યારે આપને બંગલે આવતી હતી."

સોના નામ મને પરિચિત હતું. સાત આઠ વર્ષ ઉપર એ નામની એક બાઈ અનાથાશ્રમમાં આવી હતી, પણ તે તો પાતળી, ફિક્કી, દુઃખી, હતાશ સ્ત્રી હતી. આ બાઈ તે તો ન હોય એમ મને લાગ્યું. જાડી ભરેલા બદનવાળી, રંગે કાળી અને હસમુખા ચહેરાવાળી આ બાઈ સાથે સોનાનો હું કોઈ રીતે મેળ મેળવી શક્યો

નહિ. આ બાઈ નર્સ લાગતી હતી. ધોળી સફેદ વાયલની કિનાર વગરની ઝીણી સાડી, ધોળું બ્લાઉઝ, ગળામાં સોનાનો અછોડો, એક હાથમાં ઝીણી સોનાની બંગડી અને બીજામાં રિસ્ટ વૉચ, કાનમાં ખભા સુધી લટકતાં લાંબાં એરિંગ, કાન ઢાંકી ઓળેલા વાળ, ખુલ્લું માથું, પગમાં ધોળી પટ્ટીની ચંપલ, ખોળામાં ફેન્સી બેગ અને હાથમાં ચાર ચોરસ ઈંચ જેવડો રૂમાલ—આવા વેશમાં હું પેલી સોનાને કેમ ઓળખી શકું ?

સાતેક વર્ષ ઉપર સોના અનાથાશ્રમમાં આવી હતી. કાઠિઆવાડમાં......ગામમાં તેનું પિયર અને તે જ ગામમાં સાસરું. સસરો મુંબઈમાં વેપાર કરતો હતો. સોનાને સત્તર વર્ષની વયે સાસરે મુંબઈ મોકલી. દોઢ બે વરસ એનો સંસાર ઠીક ચાલ્યો. સોનાનો વર પોતાના બાપની દુકાનમાં જોડાયો હતો. પૈસે ટકે સારી સ્થિતિ હતી. અને સોનાને કોઈ વાતનું દુઃખ ન હતું. પણ પછીથી સોનાનો વર સટ્ટાને છંદે ચડ્યો. સટ્ટાબજારના દોસ્તદારોની સોબતે બીજાં દૂષણ પણ એને ધીમે ધીમે વળગવા માંડ્યાં. સોનાના સુખનો ધીમે ધીમે અંત આવવા માંડ્યો. સટ્ટો, જુગાર અને બીજી લતોમાં પડેલો ભગવાનદાસ સોનાનાં ઘરેણાં લેવા માટે અને બીજાં અનેક કારણોસર તેને મારપીટ કરવા મંડ્યો. સોનાએ છ માસ સુધી તો મૂગે મોઢે બધું સહન કર્યું. પછી એને કોઈ સારી શિખામણ આપનાર ન હોવાથી પાડોશની એક સોનારણને મોઢે એનું દુઃખ એક દિવસ છૂટે મોઢે સોના રડી. કાશી સોનારણ હલકા ધંધા કરનાર સ્ત્રી હતી. સોનાને એણે એવું સમજાવ્યું કે ભગવાનદાસને ઠેકાણે લાવવાનો એક જ રસ્તો છે અને તે એ કે સોનાએ પણ સ્વચ્છંદે જેમ ફાવે તેમ ફરવું હરવું. ધણી વ્યસની, જુગારી અને બદચાલનો નીકળ્યો, તો સોનાએ શા માટે તેના હાથનો માર ખાઈ તેની ઓશિયાળી વેઠવી ? એવી આ સોનારણની સલાહ હતી. સોનાને આ સલાહ પ્રથમ તો ગળે ન ઊતરી, પણ પછીથી સોનારણને ત્યાં આવન

જતા અનેક દુરાચારી પુરુષોનો પરિચય થતાં, કાશીની રોજની એકની એક પ્રકારની સલાહ સોનાને અયોગ્ય ન લાગી. સોનાનું અધઃપતન શરૂ થયું.

દરમિયાનમાં સોનાનો બાપ કાઠિયાવાડથી ધંધા માટે લાંબો વખત વસવાટ કરવા માટે મુંબઈ આવ્યો. સોનાની બધી સ્થિતિથી સોનાના સસરાએ તેને વાકેફ કર્યો, પણ હવે સોના મર્યાદા વટાવી ગઈ હતી.

એ ત્રણ માસ પછી સોનાને એક માણસ—એના ગામનો એક બ્રાહ્મણ—ફોસલાવી કાઠિયાવાડ લઈ ગયો. સોના પિયર જવાનું નામ દઈ તેની સાથે ચાલી નીકળી. સોનાના સસરા અને ધણીએ તો હવે એની આશા છોડી જ દીધી હતી. સોનાના બાપે વતનમાં સોના પાછી ફર્યાનો કાગળ લખ્યો. વતનમાં તેની તપાસ કરવામાં આવી પણ કાંઈ પત્તો લાગ્યો નહિ.

ત્રણ ચાર માસ જુદી જુદી જગાએ રખડ્યા પછી સોનાને લલચાવી લાવેલા બ્રાહ્મણ પાસે પૈસા ખૂટ્યા અને સોના સગર્ભા થયેલી હોવાથી તેને રઝળતી મૂકી એ માણસ એક દિવસ નાસી ગયો.

હવે સોનાની પૂરી માઠી દશા થઈ. આવી સ્થિતિમાં એ ક્યાં જાય? વતન છોડ્યે લગભગ ત્રણ વર્ષ થયાં હતાં, તે દરમિયાન આ વીસ વર્ષની છોકરી ઉપર કાંઈ કાંઈ લીલી–સૂકી વીતી ચૂકી હતી. એને એક જ માત્ર આશાનું સ્થાન જણાયું. વતનમાં માના ખોળામાં જઈ આશરો લેવો. જગત બધું તરછોડશે પણ મા નહિ તરછોડે એમ સોનાના હૃદયે સાક્ષી પૂરી.

સોના માતા પાસે ગઈ અને બધી વાત દીલ ખોલીને કરી. મા શું કરે? પોતાના દીકરાને બોલાવી બધી હકીકત જણાવી. દીકરો બહુ સજ્જન માણસ હતો. તેણે પોતાના બાપને તાર કરી અમદાવાદ

સ્ટેશને બોલાવ્યો અને પોતે સોનાને લઈ અમદાવાદ આવ્યો. બાપ દીકરો અમદાવાદ સ્ટેશને મળ્યા અને સોનાને અનાથાશ્રમમાં સોંપી ગયા.

અનાથાશ્રમમાં સવા વર્ષ રહ્યા પછી સોના પાછી પોતાને વતન જવા માગતી હતી. પરંતુ તેના બાપનો તથા ભાઈનો પત્ર આવ્યો કે એને માટે તેમણે........માં.........આશ્રમમાં બંદોબસ્ત કર્યો છે, માટે સોનાએ ત્યાં જઈ રહેવું, સોના ત્યાં રહેવા ગઈ.

.........આશ્રમમાં અબળાશ્રમની દેખરેખ રાખનાર ઉપરી બાઈના હાથ નીચે ચંચળ નામની એક રજપુત બાઈ નોકર હતી. આ ચંચળ પોતાના કામમાં બહુ કુશળ હતી. અબળાઓની બહુ સારી વ્યવસ્થા રાખતી હતી એટલે એ સંસ્થામાં એની સારી પ્રતિષ્ઠા હતી, પરંતુ એ બાઈ શિથિલ ચારિત્ર્યની હતી. અબળાઓ પાસે પૈસા પડાવતી અને બેત્રણ અબળાઓને અવળે માર્ગે લઈ જઈ પૈસા કમાવાની હદ સુધી પણ એ બાઈ ગઈ હતી.

આ ચંચળે સોનાને પોતાના હાથમાં લેવાની તજવીજ કરી, એના ઉપર ખાસ પ્રીતિ બતાવવા લાગી અને સોનાની મા તથા બાપ અને ભાઈ એને વખતોવખત પૈસા મોકલતા હતા તે સાચવી રાખવાને બહાને પોતાની પાસે એણે રાખ્યા. સોના......આશ્રમમાંથી સીવણભરત માટે બહાર શીખવા જવા મોકલવાનો આ બાઈએ બંદોબસ્ત કર્યો, પરંતુ સોનાને અવળે માર્ગે લઈ જવાના પ્રયત્નમાં એ ફળિભૂત થઈ નહિ. આ નિષ્ફળતાનું એણે સોના ઉપર પૂરેપૂરું વેર લીધું.

નસીબજોગે એવું બન્યું કે સોના સીવણવર્ગમાં જતી હતી, ત્યાં રસ્તામાં એક દિવસ એને મુંબઈમાં ફસાવનાર પેલો બ્રાહ્મણ મળી ગયો. બ્રાહ્મણે સોનાને રસ્તામાં ઊભી રાખી પોતાની બધી

સ્થિતિની વાત કરી. પૈસાની મુશ્કેલીમાં આવી પડવાથી તેને એકાએક જતા રહેવું પડ્યું હતું અને દેવું થઈ જવાથી ઠેકાણે ઠેકાણે એને ભટકવું પડ્યું હતું એવું એણે જણાવ્યું. હવે એ નાટક કંપનીમાં રહેલો છે અને ચાળીસ રૂપિયા પગાર મળે છે, એટલે સોનાને સારી રીતે સુખથી રાખવા તૈયાર છે એમ કહ્યું. પાછલા દિવસોનો એમનો સંબંધ યાદ દેવડાવી એ માણસે સોનાને પિગળાવવાનો ખૂબ પ્રયત્ન કર્યો. સોનાએ વિચાર કરી જવાબ આપવાનું જણાવ્યું અને એ માણસનું સરનામું લખી લીધું.

ચાર પાંચ દિવસ વિચાર કર્યા પછી સોનાએ તેને પત્ર લખ્યો અને ફરી પાછું એ જ જગાએ મળી રૂબરૂ કેટલીક વાતચીત કરવાનું એ પત્રમાં એણે જણાવ્યું.

સોનાનો લખેલો આ પત્ર એ નહાવાની ઓરડીમાં ભૂલી ગઈ એટલે પેલી આશ્રમની બાઈ ચંચળના હાથમાં એ પત્ર આવ્યો.

ચંચળે આ પત્રનો પોતાનું વેર વાળવામાં ઉપયોગ કર્યો. સોના આશ્રમમાંથી બહાર નાસી જવાની પેરવી કરે છે તે અને બીજાં અનેક આળ ચઢાવી એ આશ્રમમાંથી સોનાને તેણે કાઢી મુકાવી. એના લગભગ સવાસો રૂપિયાનો, એક સોનાનો દોરો અને એક વીંટી તે હજમ કરી ગઈ અને સોનાને બેઆબરૂ કરી......આશ્રમમાંથી કઢાવી મૂકી.

સદ્ભાગ્યે એ આશ્રમમાંથી બહાર જતાં રસ્તામાં અનાથાશ્રમમાં એની સાથે રહેલી એક સંતોક નામની બાઈ સોનાને મળી, સોનાએ પોતાની બધી વીતક સંતોકને જણાવી. સંતોકને દયા આવી અને તે સોનાને પોતાને ઘેર લઈ ગઈ. સંતોક વિધવા હતી ત્યારે અનાથાશ્રમનો આશ્રય લેવા આવેલી અને ત્યાંથી પુનર્લગ્ન કરી આ ગામમાં આવી હતી. એણે સોનાને ફરી પાછી અનાથાશ્રમમાં જવાની સલાહ

આપી અને ત્યાં તેની એક ઓળખીતી મેટ્રન હતી તેના ઉપર ભલામણનો કાગળ લખી આપ્યો.

સોના ત્યાર પછી ફરી અહીં અનાથાશ્રમમાં આવીને રહી.

અનાથાશ્રમમાં ધાવણાં બાળકોની દુઃખ વગેરેની સારવાર કરવાનું કામ તેને સોંપવામાં આવ્યું હતું. આઠેક માસ પછી તેને આ આશ્રમમાંથી નર્સનું કામ શીખવા......શહેરની હોસ્પિતાલમાં મોકલવામાં આવી.

"આશ્રમમાંથી નીકળી હું ત્રણ વર્ષ હોસ્પિતાલમાં નર્સનું કામ શીખી અને પરીક્ષા પસાર કર્યા પછી આજ નવ માસથી હું......ગામમાં હોસ્પિતાલમાં નર્સની નોકરી ઉપર છું. નર્સનું શીખવા માંડ્યા પછી મારામાં ઘણો ફેરફાર થઈ ગયો. શરીર પણ સુધર્યું અને આગળનું મન પણ બદલાઈ ગયું. આ મારી નોકરી બહુ સુખની છે. ચાળીસ રૂપિયા પગાર અને રહેવાનું મકાન ઉપરાંત આ નાનું શહેર હોવાથી વખતે વખતે ખાનગી પ્રેક્ટીસ પણ મળે છે, એટલે બધી રીતે બહુ જ આનંદમાં છું. મારી મા તો ગુજરી ગઈ છે પણ બાપાજી અને ભાઈના કાગળપત્ર આવે છે. આ રસ્તો મને પહેલેથી જ સુઝ્યો હોત તો આટલું મારે માથે ન વીતત, પણ ભાવિ કોણ મિથ્યા કરી શકે છે?" સોનાએ મારે ઘેર આવ્યા પછી પોતાની હાલની સ્થિતિ પ્રત્યેની અત્યન્ત સંતોષની વૃત્તિથી મને જણાવ્યું. અનાથાશ્રમમાં પચાસ રૂપિયા ભેટ આપી સોના રજા લઈને ગઈ.

[१८]

ઝુમખી ઉદેપુર પાસેના ગામના એક બ્રાહ્મની કન્યા હતી. બહુ જ સામાન્ય સ્થિતિનો આ બ્રાહ્મણ ભિક્ષા માગીને મહામુશ્કેલીએ

પોતાના કુટુંબનું ગુજરાન ચલાવતો હતો. ઝુમખી દસ વર્ષની થઈ, ત્યારે તેને ચિતોડ પાસેના ગામના, જ્ઞાતિમાં કુળવાન ગણાતા પણ નિર્ધન નંદકિશોર સાથે પરણાવી. નંદકિશોર એક વણિક વેપારીની દુકાને ગુમાસ્તી કરતો અને કોઈવાર મહેમાન આવે ત્યારે શેઠને ઘેર રાંધવાનું કામ કરતો હતો. નંદકિશોરની ઉંમર ચાલીસ વર્ષની હતી અને તેને એક સ્ત્રી હયાત હતી, તેની ઉંમર લગભગ છત્રીસ વર્ષની હતી. સ્ત્રીની આટલી મોટી ઉંમર થવા છતાં તેને કાંઈ પ્રજા ન હોવાથી નંદકિશોરે ફરી લગ્ન કર્યું. પ્રજા વિના એ મરી જાય તો બાર મહિને દોઢસો કમાનારની 'રાજગાદી' સાચવે કોણ? ગરીબ બ્રાહ્મણના કુળવાન કુટુંબનો 'વેલો' ચાલતો રહે અને ઘરનો દીવો હોલાય નહિ, અર્થાત્ ભીખ માગનારની પરંપરા ચાલુ રાખવાનું 'પુણ્ય' પ્રાપ્ત કરવા માટે દસ વર્ષની ઝુમખીને તેના બાપે ચાળીસ વર્ષના આ નંદકિશોર સાથે—છત્રીસ વર્ષની શોક્ય ઉપર—પરણાવી અને પોતે હિંદુ પિતાના પરમ કર્તવ્યમાંથી મુક્ત થયો.

પાંચ વર્ષ પછી ઝુમખીને સાસરે મોકલી. સાસરે આવ્યા પછી પહેલે મહિને જ ટંટો શરૂ થયો. પીસતાળીસની ભરતીએ પહોંચેલા આ કંગાલ બ્રાહ્મણની સાથે—ચાળીસ વર્ષની સારા ગામને ભારે પડે એવી શોક્યના સાલ સાથે—પંદર વર્ષની ઊછરતી, હોંસીલી, સ્વરૂપવાન બાળાનો સંસાર કેમ નભે? બે ચાર માસ રહી ઝુમખી પિયેર રહેવા ગઈ. ત્રણ માસ પછી તેને સમજાવી ફરી સાસરે મોકલી. આ પ્રમાણે થોડો સમય સાસરે અને થોડો સમય પિયેર એમ ઝુમખીનાં ત્રણચાર વર્ષ વીત્યાં. ત્યાર પછી ઝુમખીને એક દીકરી જન્મી. કુલદીપક દીકરાને બદલે 'પથરા'ને જન્મ આપવાના ગુના માટે ઝુમખીને અતિશય ત્રાસ વેઠવો પડ્યો. પ્રસુતિ પછી તે સાસરે પાછી આવી ત્યારે એની દશા અગાઉ કરતાં પણ વધુ દુઃખદ બની. દુર્ભાગ્યે એ દીકરી પણ સાત માસની થઈને મરી ગઈ. શોક્યે ઝેર ખવડાવી

મારી નાખવાની પણ તજવીજ કરી પરંતુ એના ભાગ્યમાં વિશેષ દુઃખ લખાયલું હશે તે આમાંથી બચી ગઈ.

નંદકિશોર રસોઈ કરતો હતો તે શેઠને ત્યાં ગુજરાત તરફથી આવેલા એક મેમાનની સ્ત્રી સાથે એક નોકર બાઈ આવી હતી. એ નોકર બાઈ ઝુમખીના પિયેરના ગામ પાસેના ગામડાની હતી. નંદકિશોરને ઘેર એ બાઈ ત્રણ ચાર વખત આવી, ત્યારે ઝુમખીની દુઃખી સ્થિતિ તેણે જોઈ અને ઝુમખીની પાસેથી બધી હકીકત જાણી લીધી. ઝુમખી પ્રત્યે ઊંડી સહાનુભૂતિ બતાવવાનો ડોળ કરી તેને આ ઘર છોડી પોતાની સાથે ગુજરાતમાં આવવા લલચાવી. "ગુજરાતમાં બહુ ધનાઢ્ય શેઠીઆઓ છે, તેમાંથી કોઈ સારા આબરૂદાર શેઠીઆના કુટુંબમાં નોકરી કરીશ તો ખાવું, પીવું, કપડાંલત્તાં ને સહેજે દસબાર રૂપિયા પગાર મળશે. અહીં આવા ત્રાસમાં રહેવા કરતાં ત્યાં સુખચેન ને શાંતિમાં રહેવાશે" એ પ્રમાણે સમજાવી ઝુમખીને તે પોતાની સાથે ગુજરાતમાં લઈ આવી.

અહીં અમદાવાદમાં આવીને પોતાને ઘેર બે દિવસ રાખ્યા પછી, એક સારા દેખાવના શ્રીમંત જણાતા ગૃહસ્થને ઘેર તેણે નોકરી કરવાને બહાને ઝુમખીને મૂકી. આ માણસ મારવાડ અને રજપુતાનામાંથી કન્યાઓ અને સ્ત્રીઓને ફોસલાવી લાવી આ તરફ વેચનારા માણસોની ટોળીમાંનો હતો. એ ટોળીમાં કેટલીક સ્ત્રીઓ પણ સામેલ હતી. એટલે કોઈ સારા શ્રીમંત ગૃહસ્થનું કુટુંબ હોય એવી રીતે આ લોકો ઠાઠથી અને આબરૂદારના દેખાવથી રહેતાં હતાં.

આ બદમાશે ઝુમખીને, ત્રણેક દિવસ પછી, એક જૈનને વેચવાની તજવીજ કરવા માંડી. ઝુમખીએ આ બાબતનો સખત વિરોધ કર્યો અને જે બાઈ તેને આ માણસને ઘેર મૂકી ગઈ હતી તેને ઘેર પાછા જવાની ઇચ્છા બતાવી. એ બાઈ આ માણસોની દલાલ હતી, એટલે એણે આવીને પ્રથમ તો ઝુમખીને સમજાવવાનો પ્રયત્ન કર્યો અને

તેમાં ન ફાવવાથી તેને ખૂબ ધમકાવી ઓરડીમાં પૂરી દીધી અને તે કાંઈ બહાર જવા ન પામે એવો પાકો બંદોબસ્ત કરી દીધો.

ચાર દિવસ સુધી આ સ્થિતિમાં રહ્યા પછી એક સાંજે ચારેક વાગે ઝુમખી લાગ જોઈ ત્યાંથી નાસી ગઈ. એની ઓરડીનાં બારણાંની સાંકળ ઉઘાડી રહી ગઈ હશે, અને ઘરની બે ત્રણ સ્ત્રીઓ અંદર ઓરડામાં બેઠી હતી તે વખતે લાગ જોઈ ઝુમખી ઝપાટાબંધ ઘર બહાર નીકળી પડી

ઘરમાંથી નીકળી તેવી જ ઝુમખીએ દોટ મૂકી અને ગલીમાંથી બહાર નીકળી રસ્તાની સામી બાજુની ગલીને નાકે કોઈ અજાણી સ્ત્રી ઓટલે ઊભી હતી, ત્યાં એકદમ ચઢી ગઈ અને ઘરનું બારણું ઉઘાડું હતું તેમાં થઈ અંદર ખડકીમાં જઈ બેઠી. બાઈએ અંદર આવી જોયું ત્યારે ઝુમખીનો શ્વાસ માતો ન હતો અને ગભરાયલી ભયભીત થયેલી એ બાઈને હાથ જોડી કાંઈ યાચના કરી રહી હતી.

બાઈએ તેને શાંત પાડી, પાણી પાયું અને ધીમે ધીમે બધી વાત જાણી લીધી. એકાદ કલાક પછી તેનો પતિ ઘેર આવ્યો. તે ગાડીમાં બેસાડી ઝુમખીને અનાથાશ્રમમાં મૂકી ગયો.

અનાથાશ્રમની ઑફિસમાં હું બેઠો હતો તે વખતે ગાડીમાંથી ઊતરીને આ બાઈ આવી, ત્યારે મેં ધાર્યું કે આશ્રમ જોવા માટે કોઈ ગૃહસ્થની સ્ત્રી આવી હશે. આશ્રમનાં મેટ્રનને મેં બોલાવ્યાં અને આ બન્નેને આશ્રમમાં ફરીને બતાવવાની સૂચના કરી. પેલા ભાઈએ મારી ભૂલ ભાગી. તેમની સાથે આવેલી બાઈને આશ્રમમાં રક્ષણ આપવા માટે તે લઈ આવ્યા હતા અને પોતાની સઘળી હકીકત એ બાઈ જણાવશે એમ કહી, પોતાનું નામ ઠેકાણું લખાવી એ ભાઈ ગયા.

આશ્રમમાં ઝુમખી જેવી સ્વરૂપવાન બાઈ ભાગ્યે જ કોઈક આવી હશે. તેનું ગોરૂં મુખ, સુંદર અણીદાર નાક અને સપ્રમાણ ઘાટીલાં

અવયવો જોઈ કોઈ પણ ન ધારે કે ભારે ત્રાસમાંથી નાસી છૂટેલી આ એક કંગાલ ભિક્ષુકની કન્યા અને નિર્ધન રસોઇઆની પત્ની હશે. આશ્રમનાં મેટ્રને ઝુમખીને શાંત પાડી ધીમે ધીમે પ્રશ્ન પૂછી તેની બધી હકીકત જાણી લીધી. ઝુમખી બિચારી રડતી જાય અને પોતાની વીતક કથા કહેતી જાય. ગુજરાતી એને સહેજસાજ આવડતું હતું એટલે અર્ધી હિંદી, અર્ધી મારવાડીમાં એણે પોતાની કથની કહી. એની બધી હકીકત કેટલાક દહાડા પછી, છૂટક છૂટક પ્રશ્નોના જવાબ મેળવીને જાણી શકાઈ.

ઝુમખીએ જણાવેલે સરનામે આશ્રમ તરફથી એના પિતાને ત્રણ ચાર પત્રો લખવામાં આવ્યા. પણ કાંઈ જવાબ મળ્યો નહિ. એને અહીં લાવનાર બાઈનું એ નામ બરાબર જાણતી ન હતી અને જેને ઘેર એને રાખવામાં આવી હતી તેનું ઠામઠેકાણું એ બરાબર બતાવી શકી નહિ. જે ભાઈ એને આશ્રમમાં મૂકી ગયા હતા તેમને બોલાવી એમના ઘર આગળના રસ્તાની સામી બાજુની ગલીમાં તપાસ કરાવતાં જણાયું કે એ લોકો ઘર ખાલી કરી ક્યાંક ચાલ્યા ગયા હતા. તેનો પત્તો ન હતો એટલે નિરુપાયે ઝુમખી આશ્રમમાં રહી.

સાસરે પાછા જવાનો તો સવાલ જ ન હતો. પિયેરથી કાંઈ જવાબ આવતો ન હતો, તેમ પિયેર જવા માટે પણ ઝુમખી આતુર ન હતી. એને ભય હતો કે પિયેર જશે તો તેને પરાણે પાછી સાસરે મોકલી દેશે. એની પોતાની ઇચ્છા કોઈ ખરેખરા સારા ગૃહસ્થના ઘરમાં નોકરી કરવા રહેવાની હતી. આશ્રમમાં રહી જીવન વીતાવવાની પણ એની ઇચ્છા ન હતી.

શહેરના એક સારા આબરૂદાર શ્રીમંત કુટુંબની વિધવા બાઈને, પોતાની માંદી દીકરી પરગામથી આવવાની હતી તેની સારવારમાં મદદ કરી શકે તેવી બાઈની જરૂર હતી. એ બાઈ અને તેની દીકરી એટલાં જ ઘરમાં હતાં. ઝુમખીએ આ નોકરી પસંદ કરી. ચાર પાંચ

મહિના આ નોકરીમાં ઝુમખી ખુશીથી સુખમાં રહી. બાઈની દીકરીના નાના બાળક સાથે ઝુમખીનો જીવ મળી ગયો. પણ પાંચેક માસ પછી એ બહેન પોતાને સાસરે પાછી ગઈ એટલે ઝુમખીની નોકરીની જરૂર રહી નહિ. એ વિધવા બાઈ પાસે એકલી રહી નોકરી કરવાની ઝુમખીની ઇચ્છા ન હતી, એટલે ઝુમખી અનાથાશ્રમમાં પાછી આવી.

એ બહેનના બાળકને ઉછેરતે ઉછેરતે ઝુમખીને બાળક ઉછેરવાના કામ પ્રત્યે ખાસ ઉમળકાભરી ઊર્મિ થઈ આવી હતી. આશ્રમમાં આવી બાળક ઉછેરવાની તેણે માગણી કરી. એક સુંદર હૃષ્ટપુષ્ટ બાળકને એણે પોતાની પાસે રાખી ઉછેરવા માંડયું. પોતાના બાળક કરતાં પણ અધિક વહાલથી ઝુમખી આ બાળકને ઉછેરવા લાગી.

પરંતુ ઝુમખીનું ભાગ્ય ટૂંકું હતું. શહેરમાં શીતળાનો વાવર ચાલ્યો અને આ બાળકને જોરમાં શીતળા નીકળ્યા. બાળકને મ્યુનિસિપાલિટીના દવાખાનામાં મોકલી દેવામાં આવ્યું. ઝુમખીએ તેની સારવાર માટે સાથે જવાનો આગ્રહ કર્યો. આઠેક દિવસ પછી બાળક બિચારૂં ગુજરી ગયું અને તેના ચેપથી ઝુમખીને શીતળા નીકળ્યા. ત્રણ અઠવાડિયાં સુધી તાવ અને શીતળાની ભયંકર પીડા વેઠી ઝુમખી મોટા મંદવાડમાંથી ઊઠી. સાજી થઈને આશ્રમમાં આવી, ત્યારે એનું મોં અને આખું શરીર શીતળાનાં ચાઠાંથી છવાઈ ગયેલું અને એક આંખમાં ફૂલું પડેલું હતું.

ઝુમખીને કુદરતી આફતે નિર્ભય રહેવાની સગવડ કરી આપી.

જીવનમાં સર્વ દિશામાં હારી ગયેલી, કમનસીબ ઝુમખી આ વખતે આશ્રમમાં હતાશ-નિસ્તેજ થયેલી આવી, ત્યારે એના મોઢા તરફ જોઈ આશ્રમનાં મેટ્રન રડી પડયાં! દસ બાર મહિના ઉપર આવેલી સ્વરૂપવાન ઝુમખીની આ દશા! ઝુમખી હવે માત્ર હાલતા-ચાલતા પૂતળા માફક જીવન વીતાવવા લાગી. હવે મોતની જાણે

વાટ જોતી હોય, સંસાર સાથે એને કાંઈ સંબંધ જ ન હોય તેમ દુઃખી ઉદાસી, નિઃશબ્દ એક પછી એક તે દિવસો ગાળવા લાગી.

ઝુમખીની માને ઝુમખીની અત્યારની સ્થિતિનો કાગળ આશ્રમ તરફથી લખવામાં આવ્યો. કાગળ લખ્યા પછી દસ દિવસે ઝુમખીની મા આવી, તેને પોતાની સાથે તેડી ગઈ. કાંઈ પણ બોલ્યાચાલ્યા વગર નિર્જીવ જેવી ઝુમખી આશ્રમ છોડી મા સાથે ચાલી ગઈ.

[ ૧૯ ]

ત્રણેક માસ ઉપર એક રાત્રે લગભગ દસ વાગે મારા મકાન આગળ એક ભાડાની ગાડી ઊભી રહી. બારણું ઉઘાડીને જોયું તો એક યુવક અને યુવતી ગાડીમાંથી ઊતરી ઘરમાં આવ્યાં.

"માફ કરજો સાહેબ, અમારે બહુ જ અગત્યના કામમાં આપની મદદની જરૂર છે તેથી આપને અત્યારે આ વખતે તસ્દી આપવી પડી છે." પેલા યુવકે ઘરમાં આવી હીંચકે બેસતાં કહ્યું. પાસેના કોચ ઉપર એ યુવતી બેઠી. બન્ને જણ થોડી વાર ચૂપ રહ્યાં, પછી યુવકે બોલવાનું શરૂ કર્યું.

"મારું નામ ચંપકલાલ. હું શેઠ......ની પેઢીમાં નોકર છું. શેઠની નોકરીમાં મારે બહારગામ વારેવારે જવાનું થાય છે. મહિનામાં ભાગ્યે દસ દિવસ અહીં ગામમાં રહેવાનું મળે. આપની મદદ મારે લગ્ન સંબંધીના કામમાં ખાસ જોઈએ છે. આપ મારી હકીકત સાંભળી મને જરૂર મદદ કરશો એવી મને ખાતરી છે."

'તમારે જે કહેવાનું હોય તે ખુલાસેથી જણાવો. મારાથી કાંઈ મદદ થઈ શકે એવું હશે તો હું જરૂર મદદ કરીશ' મેં કહ્યું.

"મારી વય હાલ પચીસ વર્ષની છે. ચાર વર્ષ ઉપર અમારી

જ્ઞાતિની એક સોળ વર્ષની બાળા સાથે મારું લગ્ન થયું હતું. મારા પિતા મને નાનો મૂકી ગુજરી ગયા, માએ મને ભણાવ્યો અને મામાની લાગવગથી નોકરી મળી. અત્યારે પોણોસો પગાર અને બહાર જાઉં ત્યારે ભાડું ભથ્થું મળે છે. ભાઈ બહેન કોઈ મારે નથી, ઘરનું ઘર છે અને બધી રીતે હું સુખી માણસ છું. નાતજાતમાં અમારું ઘર સારું ગણાય છે. અમારી નાતમાં અમુક ગામોમાંથી જ કન્યા લાવી શકાય, મને જ્યાં પરણાવવામાં આવ્યો છે તે ગામ બહુ સારું ગણાય છે, ઘર પણ સારું, પણ કન્યા—"

'આ બાઈ તમારી સાથે છે તે કોણ છે?' પોતાની પત્ની વિશે કાંઈ ઘસાતું એ બોલી નાખશે એમ ધારી તેને અટકાવવાના હેતુથી મેં પૂછ્યું.

"એમની વાત પછી કહીશ, આપ પહેલી મારી હકીકત પૂરી સાંભળી લો. મેં કહ્યું તેમ મારા સસરાનું કુટુંબ બહુ સારું ગણાય છે. એ ઘર અને કુળ જોઈ મારું લગ્ન મારી માતાએ કર્યું. બે વર્ષ ઉપર મારી માતાએ મારી પત્નીને મારે ઘેર બોલાવવાનો વિચાર કર્યો. અમે બન્ને ત્રણચાર માસ સાથે રહ્યાં. એ સમય દરમિયાન મારે લગભગ બધો વખત અહીં જ રહેવાનું થયું હતું. મારા શેઠનો અહીંનો એક માણસ માંદો હોવાથી મારે તેનું કામ અહીં સંભાળવાનું હતું અને મારે બદલે બહારગામ બીજા માણસને મોકલવાની ગોઠવણ કરી હતી. આ ચાર માસ અમારો બંનેનો સંસાર બહુ સારો ચાલ્યો. મારી મા પણ મારી પત્નીને પોતાની દીકરી પ્રમાણે ગણતી અને અમારું નાનું કુટુંબ ખૂબ આનંદ અને સુખમાં દિવસ પસાર કરતું હતું, અમારી જ્ઞાતિમાં એવી સુખી જિંદગી બહુ જ થોડા કુટુંબમાં જોવામાં આવે છે. મારી પત્ની ગુજરાતી છ ચોપડી ભણેલી છે અને ઘરકામમાં બહુ કુશળ છે. આ પ્રમાણે ચાર મહિના ચાલ્યા પછી મારે પાછું વારે વારે બહારગામ જવાનું થયું. મહિનામાં

ભાગ્યે જ એક અઠવાડિયું મારે ઘેર રહેવાનું થતું. આ પ્રમાણે ચાલતું હતું તે દરમિયાન—મારી ગેરહાજરીમાં—મારા ફળિયાનો એક કોલેજનો વિદ્યાર્થી અમારે ત્યાં આવ જા કરવા મંડ્યો. મને એ બાબતની ખાસ ખબર ન હતી. પણ એક વખત મારી માએ મને કહ્યું કે 'એ ચંદુલાલ આપણે ત્યાં બહુ આવ જા કરે છે તે મને નથી ગમતું અને સરસ્વતી (મારી પત્ની) ને તું કહેજે કે એની સાથે બહુ પરિચય રાખવો નહિ.' મને લાગ્યું કે મા જૂના વિચારની હોવાથી નકામી વહેમાય છે. આ પ્રમાણે ચારેક માસ ચાલ્યા પછી એક વખતે હું બહારગામથી ઘેર આવ્યો ત્યારે મારી પત્નીને ચંદુલાલ સાથે વાત કરતાં મેં જોઈ. એ બન્નેની વાતચીત કરવાની રીત વગેરે જોતાં મને પણ થોડો વહેમ પડ્યો. બે ચાર દિવસમાં મને વધારે ખાત્રી થઈ. હું આ વખતે લાગટ સાત અઠવાડિયાં બહારગામ રહ્યો હતો. થોડા દિવસમાં મને જણાયું કે મારી પત્ની સગર્ભા હતી. ચંદુલાલની અવરજવર અને અતિ નિકટના પરિચયે મને શંકાશીલ તો કર્યો જ હતો. સરસ્વતીને પૂછતાં તેણે બધી વાત માની દીધી, પરંતુ પોતાનાં કાર્ય માટે તેને કાંઈ દિલગીરી કે પસ્તાવો થયો હોય લાગ્યું નહિ.

"મારે તો ચાર પાંચ દિવસ પછી બહારગામ જવું પડ્યું. સરસ્વતીની સ્થિતિની મારી માને પણ ખબર પડી અને એ બિચારીને બહુ દુ:ખ થયું. પરંતુ લોકલાજે એ કાંઈ બોલી નહિ. હું બહારગામથી પાછો આવ્યો ત્યારે મારી પત્ની પોતાને પિયર ગયેલી હતી.

મેં આ બાબત ખૂબ વિચાર કર્યો. સરસ્વતી પિયરથી પાછી આવે ત્યારે મારે શું કરવું? અનેક યોજના મેં મનમાં ઘડી જોઈ. એકે મને સંતોષકારક લાગી નહિ. ઘરની આબરૂ સાચવવી હતી, સરસ્વતીની આબરૂ સાચવવી હતી, પરંતુ મારું પોતાનું સ્વમાન ઘવાય એવું કાંઈ કરવું ન હતું. ત્રણેક માસ ઉપર સરસ્વતી પિયરથી

પાછી આવી છે. એનું બાળક દોઢ માસનું થઈને ગુજરી ગયું. એ પિયર રહી તે દરમિયાન મેં એને એક પણ પત્ર લખ્યો નથી. મારા મનથી હવે એ તદ્દન ઊતરી ગઈ હતી. એની સાથે સંસાર ચલાવવો મને અશક્ય લાગે છે. પિયરથી આવ્યા પછી પણ એની મનોવૃત્તિમાં કાંઈ ફેરફાર મને જણાતો નથી. મને લાગે છે કે એની વૃત્તિઓ વધારે ચંચળ બની છે. તેમ છતાં મારે ખુલ્લી રીતે એને નિવારી મૂકવી નથી. મારે મોટો ભાગ બહારગામ રહેવાનું અને એને મારી સોબત બહુ જ થોડી મળે. એ સંસારી વૃત્તિની, ફરવાહરવાની શોખીન, એવા સંજોગોમાં, મારાથી અસંતુષ્ટ હોવાથી, તેણે પોતાનો માર્ગ લીધો. એને એવી કેળવણી કે સંસ્કાર નહિ મળેલા કે વાંચવા લખવામાં, ભરવાગૂંથવામાં અગર બીજી કોઈ સારી રીતે પોતાના મનને તે કામમાં પરોવી રાખી શકે. કુટુંબમાં બીજું કોઈ સમોવડિયું નહિ એટલે એને વખત ગાળવાનું કોઈ સારું સાધન નહિ. આવી સ્થિતિમાં એની વૃત્તિઓ ચંચળ બને એ એક સ્વાભાવિક હતું. પણ એ તો આ સ્થિતિનો ખુલાસો થયો એ કાંઈ એના કાર્યનો બચાવ ન કહેવાય એમ મને લાગે છે.

"મેં હવે બહુ વિચાર કરી જુદો જ માર્ગ લેવાનો નિશ્ચય કર્યો છે. આ બાઈ જે મારી સાથે આવ્યાં છે તેમની સાથે લગ્ન કરવાનો મેં વિચાર કર્યો છે. એ બાઈ પણ મારી સાથે લગ્ન કરવા ખુશી છે એમની હકીકત તે આપને હવે કહેશે."

મારી જિજ્ઞાસા હવે વધવા માંડી. મારા અનુભવમાં અનેક પ્રકારનાં સ્ત્રીપુરુષો આવ્યાં હતાં પણ આ નવો જ અનુભવ હતો. પેલી બાળાએ હવે પોતાની હકીકત શરૂ કરી.

"મારું નામ સમજુ. હું વડોદરાની ટ્રેનિંગ કૉલેજમાં છેલ્લા વર્ષમાં પાસ થયેલી છું. અહીં ......શાળામાં શિક્ષિકા છું. અમારું ઘર મૂળ તો પાદરા પાસે ......ગામમાં, પણ મારા પિતાને અહીં

મિલમાં નોકરી મળવાથી અમે છેલ્લાં પંદર વર્ષથી અહીં જ રહીએ છીએ. મારા બે ભાઈઓ દાક્તરનું ભણે છે. મારે બહેન નથી. મારી ઉંમર અત્યારે એકવીસ વર્ષની છે. અમારી જ્ઞાતિમાં લગ્ન બહુ નાની વયે થતાં નથી. વીસ બાવીસ વર્ષની તો ઘણી કુંવારી છોકરીઓ અમારી જ્ઞાતિમાં છે. કન્યાના પૈસા લેવાનો અમારી જ્ઞાતિમાં રિવાજ બહુ સામાન્ય છે. અમારું ઘર આ ચંપકલાલના ફળિયાની બહાર સડકની નજીકમાં છે. મારી માને અને ચંપકલાલની માને ઠીક પરિચય છે, પણ અમારે કોઈને એમને ઘેર જવા આવવાનો પ્રસંગ ભાગ્યે જ બને. એ અમારી જ્ઞાતિના નથી. એમની જ્ઞાતિ અમારાથી ઊંચી ગણાય એટલે અમારે ઘેર એમનાં ઘરનાં કોઈ ભાગ્યે જ આવે. હું પહેલાં તો વડોદરે કૉલેજમાં ભણતી હતી, અને ત્યાર પછી અહીં શાળામાં નોકરીએ રહી એટલે મને વખત પણ ભાગ્યે મળે.

"ચંપકલાલે જે આપને હકીકત કહી તેની તો મને એમના પોતાના તરફથી એક મહિના ઉપર જ ખબર પડી. પણ સરસ્વતીની સાથે ચંપકલાલને બહુ મેળ ખાતો નથી એવી વાત મારી મા અમને ઘણી વખત કહેતી.

"અમારી જ્ઞાતિમાં એક પુરુષોત્તમ નામનો સારો પૈસાવાળો માણસ ચાર માસ ઉપર વિધુર થયો. એની ઉમર છેતાળીસ વર્ષની છે, પણ પ્રજા નથી અને પૈસો ઘણો સારો છે એટલે ફરી પરણવા શોધખોળ કરે છે. મારાં માતાપિતાની નજર મારે માટે એના ઉપર પડી છે. એ માણસ સારા પૈસા ખર્ચવા તૈયાર છે એ પણ એક આકર્ષણ છે.

"છેતાળીસ વર્ષના આ પોણી જિંદગી વટાવેલા માણસને વેચાવાની મારી જરા પણ મરજી નથી. આ બાબતમાં મારાં માબાપ તેમ જ ભાઈઓ પણ મારી વિરુદ્ધ છે. દસ હજાર રૂપિયા ઘરમાં આવે એવું છે એટલે સૌનો એમાં સ્વાર્થ છે. મેં ત્રણ ચાર વખત

વિરોધ કર્યો પણ કોઈ મારી વાત ધ્યાનમાં લેતું નથી. ચંપકલાલની માતા આ વાત જાણે છે. એ એકલાં જ મારો પક્ષ લે છે અને મારી માને આ સંબંધ ન કરવા સમજાવે છે. પણ એમાં કાંઈ વળે તેમ લાગતું નથી.

"મારી માએ મને થોડા દિવસ ઉપર વાત કરી." ચંપકલાલ બોલ્યા "અને આ બાઈને બચાવવી જોઈએ એમ પણ જણાવ્યું. સાત આઠ દિવસ વિચાર કરીને મેં માને જણાવ્યું કે એનો એક જ ઉપાય મને સૂઝે છે કે મારે એની સાથે લગ્ન કરવું. મારી માએ પહેલાં તો ના કહી, કારણ કે એમની જ્ઞાતિ અમારા કરતાં નીચી છે. અને સરસ્વતીની શી હાલત થાય એ પણ એમને મૂંઝવણ થઈ. મેં એમને સ્પષ્ટ જણાવ્યું કે સરસ્વતીને હું કાઢી મૂકીને કે એની વાત બહાર પાડીને ફજેત કરવા ઇચ્છતો નથી, એની હકીકત આપણા બે સિવાય કોઈ જાણતું જ નથી અને જાણવાનું પણ નથી. પણ આ સંજોગોમાં હવે પતિપત્ની તરીકે અમે રહી શકીશું નહિ. એની સાથેનું મારૂં પરિણીત જીવન હવે સમાપ્ત થયું. એની બાબતની ખાતરી થઈ ત્યારથી જ એ સમાપ્ત થયેલું છે, અને એના દોષ ખાતર હું જિંદગીભર અપરિણીત જેવો રહેવા માગતો નથી. એ સાંભળી મારાં મા પણ સંમત થયાં છે."

"મારી ઇચ્છા પણ આમની સાથે લગ્ન કરવાની છે. મને લાગે છે કે હું જે ધર્મસંકટમાં આવી પડી છું તેમાંથી છૂટવાનો બીજો માર્ગ નથી."

ચંપકલાલ બોલ્યાઃ "આ બાઈ એમનાં માતાપિતાનો વિરોધ વહોરી મારી સાથે લગ્ન કરવા તૈયાર થયાં છે. આજથી ત્રણ દિવસ પછી એમનાં માતાપિતા એમને પેલા માણસ સાથે પરણાવી દેવાનાં છે, એટલે આવતી કાલે જ અમારાં લગ્ન થઈ જવાં જોઈએ. આ કાર્યમાં આપની સંસ્થાની સહાયતા મેળવવા અમે આવ્યાં છીએ."

ચંપકલાલ અને સમજુની હકીકત સાંભળી હું બહુ વિચારમાં પડચો. ચંપકલાલની પત્ની હયાત હતી છતાં તે બીજી વખત લગ્ન કરવા માગતા હતા. સમજુને તેનાં માતા પિતા વૃદ્ધ વરને વેચવા માગતા હતા તેમાંથી તે છૂટી ચંપકલાલ સાથે લગ્ન કરવા માગતી હતી. આ સંજોગોમાં મારે શું કરવું?

ખૂબ મનોમંથન કરી મેં ચપકલાલને જવાબ આપ્યો: 'તમારી હકીકત સાંભળી મને ઘણી લાગણી થાય છે. જે સંજોગો તમે વર્ણવ્યા તેમાં તમે ફરી લગ્ન કરવા ઈચ્છો એ મને ખાસ ગેરવાજબી જણાતું નથી, સરસ્વતીના આવા વર્તન છતાં તમે તેનો સર્વથા ત્યાગ કરવા માગતા નથી, પણ તેની સાથે સંસાર ન માંડી શકો એ પણ સમજાય તેવું છે. અને તેમ છતાં તમે એની હકીકત જગતથી ગુપ્ત રાખવા આતુર છો એ પણ તમારી સુજનતા બતાવે છે. આ બહેનને સંકટમાંથી બચાવવી જોઈએ અને તે કાર્ય કરવા તમે તૈયાર થયા છો, એને માટે પણ તમને ધન્યવાદ ઘટે છે. પરંતુ આ બધી હકીકત છતાં, અમારી સંસ્થા તમારા કાર્યમાં સહાય થઈ શકે નહિ એમ મને લાગે છે. જે સંજોગોમાં તમે મુકાયા છો તે જ સંજોગોમાં તમારાં પત્ની સરસ્વતી મુકાયાં હોત, તમે દોષિત હોત અને તેમને તમારો ત્યાગ કરવાની જરૂર જણાઈ હોત તો અત્યારના હિંદુ કાયદા મુજબ તે તેમ કરી શકત નહિ. કાયદાની આ સ્થિતિમાં, સરખા જ સંજોગોમાં જે નિવેડો તમે લાવવા માગો છો, તે જાતનો નિવેડો સરસ્વતી લાવી ન શકે એવા સંજોગોમાં, અમારી સંસાર સુધારા સમાજ, એક **સંસ્થા તરીકે**, એક પત્નીની હયાતીમાં બીજું લગ્ન કરવામાં સાધનભૂત થઈ મદદ કરી શકે નહિ એમ મને લાગે છે. હિંદુ સમાજમાં આવા સંજોગોમાં લગ્નવિચ્છેદનો માર્ગ કાયદાથી મંજૂર ન થાય ત્યાં સુધી પુરુષોને એકલાને એવી સગવડ અને સ્વતંત્રતા આપવામાં અમારી સંસ્થા મદદ ન કરે એવો સર્વસામાન્ય સખત નિયમ **સંસ્થા તરીકે** અમારે રાખવો એ માર્ગ મને યોગ્ય જણાય

છે. અમારી સંસ્થાની મદદ સિવાય તમે બન્ને લગ્ન કરી શકશો અને લગ્ન કરો તો હું તમને દોષિત ન ગણું."

ચંપકલાલ અને સમજુ રજા લઈ મારે ઘેરથી ચાલ્યાં ગયાં. તેમણે લગ્ન કર્યું એમ મેં પાંચેક દિવસ પછી સાંભળ્યું.

આ યુવકયુવતીને મેં સંસ્થા તરફથી સહાયતા આપવાની અશક્તિ દર્શાવી એ યોગ્ય હતું ?

[૨૦]

આઠ વર્ષ ઉપરની આ હકીકત છે.

અનાથઆશ્રમની ઑફિસમાં એક દિવસ હું બેઠો હતો, ત્યાં એક પ્રૌઢ વયનો પણ ઊંચો લાંબો ઉત્તર હિંદુસ્તાની જણાતો પુરુષ અને એક વીસ બાવીસ વર્ષની બાળા આશ્રમમાં આવ્યાં, ટેબલ સામેની પાટલી ઉપર એ બન્ને બેઠાં.

'આપને શું કામ છે' મેં પૂછ્યું.

"આ ઑફિસમાં આપની સાથે વાતચીત થઈ શકે તેમ નથી, આપ બીજે કોઇ સ્થળે અમને લઈ જાઓ તો ખુલાસાથી વાત કરી શકાય." પેલા માણસે હિંદી-મારવાડી-ગુજરાતીમાં જવાબ આપ્યો. અનાથાશ્રમની ડિસપેન્સરીના ખંડમાં અમે ગયાં. તે માણસે પોતાની વાત શરૂ કરી.

"આ દીકરીને અહીં આપના આશ્રમમાં રાખવાની જરૂર છે. એ મારી દીકરી છે, એ વિધવા છે અને ફસાઈ ગઈ છે. હું આપને મારી બધી હકીકત પૂરેપૂરી જણાવીશ. ત્રણેક વર્ષ ઉપર હું યુ. પી. ના——ગામથી અહીં આવ્યો છું. મારા ગામમાં હું હલવાઈની દુકાન ચલાવતો હતો. આ દીકરીની મોટી બહેન મારા ગામથી સો માઈલ દૂર પરણાવેલી છે. મારા જમાઈ દફતરમાં કારકુન છે અને

સ્થિતિ સારી છે. આ દીકરીને છ સાત વર્ષ ઉપર એક કુળવાન બ્રાહ્મણ કુટુંબમાં પરણાવી હતી. લગ્ન પછી બીજે જ વર્ષે એનો પતિ ચાર દિવસના તાવની સખત બિમારીમાં ગુજરી ગયો. છ માસ પછી એની મા પણ કલ્પાન્ત કરતી ગુજરી ગઈ. મારું મન ધંધામાંથી ઊડી ગયું. આ દીકરીને તેની બહેનને સોંપી હું આ તરફ ચાલી નીકળ્યો."

"આવડા મોટા અજાણ્યા શહેરમાં ગુજરાનનું સાધન મેળવવાનું બહુ અઘરું છે. પણ એકાદ મહિનામાં પૂરીપકોડીની લારી ફેરવવાનું કામ મેં શરૂ કર્યું. એ ધંધો મને ઠીક ફાવી ગયો છે અને સારી રીતે ગુજરાન નભે છે. આશરે પાંચસો રૂપિયા હું બચાવી પણ શક્યો છું."

આટલી હકીકત કહ્યા પછી એ માણસ જરા થોભ્યો. દીર્ઘ નિઃશ્વાસ નાખી પોતાની હકીકત આગળ ચલાવી. "આ દીકરી દિવસે દિવસે મોટી થતી ગઈ. બિચારીને વિધવાપણાનું ભાન પણ ન હતું. એની મોટી બહેન એને બહુ સારી રીતે રાખતી અને કોઈ વાતનું દુઃખ આવવા દેતી નહિ. પણ દૈવ મારા ઉપર રૂઠ્યો, અથવા એમ શા માટે કહું ? મારા કોઈ પૂર્વ જન્મનાં પાપ મને નડ્યાં. મારા જમાઈની મતિ ભ્રષ્ટ થઈ અને આ દીકરીને ફસાવી." આટલું બોલતાં તેનો અવાજ છેક ધીમો પડી ગયો અને પેલી બાળા ડૂસકાં ભરવા મંડી.

"આ હકીકતનો પત્ર મને મારી મોટી દીકરીએ પચીસેક દિવસ ઉપર લખ્યો. મારી એ દીકરી ભણેલી છે, માસ્તરાણીની પરીક્ષામાં પાસ થઈ છે. તેણે મને પોતાના કાગળમાં લખ્યું કે જે બનાવ બન્યો છે તે પછી હવે એ ઘરમાં એ રહેવા માગતી નથી, એને કાંઈ બાળબચ્ચાં છે નહિ. પોતાનું ગુજરાન એ ———શહેરમાં જઈ કોઈ નિશાળમાં નોકરી લઈને ચલાવશે અને આ મારી નાની દીકરીને મારે અહીં તેડી લાવવી." આટલી હકીકત કહેતાં એ ઊંચા કદાવર માણસની આંખમાં પણ આંસુ આવ્યાં. એ આંસુ ગુસ્સાનાં તેમ જ ઊંડી દિલગીરીનાં હતાં.

"મારે તે મારી ડાહી દીકરીની દયા ખાવી. આ દીકરીને શાપ આપવો કે દુષ્ટ જમાઈ ઉપર કોપ કરવો તેની મને સમજણ પડી નહિ. સૌથી પહેલો તો મને એ વિચાર આવ્યો કે આ દીકરીને ઝેર આપી બધી બાબતનો અંત લાવવો. પણ પાછો વિચાર થયો કે બધો વાંક તો પેલા દુષ્ટનો છે, ત્યાં જઈ એનો જ હું જીવ લઉં. આવો નિશ્ચય કરી હું મારી દીકરીને ગામ ગયો. દીકરીએ મને ઠંડો પાડ્યો, આ દીકરીની દયાજનક સ્થિતિ સમજાવી બાળહત્યાના પાપનું ભાન કરાવ્યું અને જમાઈનો અમારે સહુ કોઈએ ત્યાગ કરવાથી તેને પૂરતી શિક્ષા થશે એવી દલીલ કરી. એ દીકરીની સૂચનાથી જ હું એને અહીં આપની પાસે લાવ્યો છું. આ છોકરીને હું આપને સોંપું છું. ભગવાન એને જીવતી રાખશે તો એ અહીં આપના આશ્રમમાં રહી જીવન ગુજારશે. મંદવાડમાંથી નહિ ઊઠે તો એના દુ:ખી જીવનનો અંત આવશે અને બધી બાબત પૂરી થશે. એના ખર્ચ માટે આપને સો રૂપિયા હું આપી જાઉં છું હવે આપ જાણો અને એ દીકરી જાણે. આ જન્મમાં હું એનું મોઢું ફરી જોવા માગતો નથી."

મારી સામે સો રૂપીયાની નોટ મૂકી પોતાનું નામઠામ પણ આપ્યા વિના તરત જ ઊભો થઈ એ માણસ ઝપાટાબંધ આશ્રમમાંથી ચાલ્યો ગયો.

એ બાળા લગભગ પાંચ છ માસ સુધી અનાથાશ્રમમાં બહુ દુ:ખી મને રહી. છ માસ પછી તેને એક દીકરો જન્મ્યો. દીકરાની અતિશય પ્રેમથી અને નર્સની બરાબર સૂચના મુજબ તેણે સારવાર કરી.

દીકરો ત્રણ માસનો થયો તે બધા સમય દરમિયાન તે બાળાનો પિતા તો કદી આશ્રમમાં આવ્યો જ નહિ, પણ તેની બહેને પણ એની કાંઈ ખબરઅંતર પૂછી નહિ. ત્રણ ચાર માસનું બાળક થયા પછી આવી સ્ત્રીઓ બાળકને આશ્રમમાં મૂકી પોતપોતાને સ્થળે ચાલી

જાય છે અગર આશ્રમમાં રહી પોતાનાં અને બીજાં બાળકોની સારવારનું કામ કરે છે. એટલે, એક દિવસ લેડી સુપરવાઈઝર મારફત મ્હેં એ બાઈને પુછાવ્યું કે તેની શી ઈચ્છા હતી. તે બાળાએ લેડી સુપરવાઈઝરને જણાવ્યું કે તે પોતાના બાળકને લઈને બહેનને ઘેર જવા માગતી હતી. બારેક દિવસ પછી એ બાઈ બાળક સાથે ચાલી ગઈ.

તેના ગયા પછી આઠમે દિવસે તેનો પિતા મારે મકાને આવ્યો. અને કાંઈ પણ બોલ્યાચાલ્યા વિના એક પત્ર તેણે મારા હાથમાં મૂક્યો. પત્ર લખનાર એની મોટી દીકરી હતી. પત્ર શુદ્ધ હિન્દીમાં સુન્દર અક્ષરે લખેલો હતો.

પૂજ્ય શિરછત્ર પિતાજી,

આ પત્ર બહુ ભારે હૈયે લખું છું. અમદાવાદના આશ્રમમાંથી સુભદ્રા અહીં આવવા નીકળી હતી, પણ રસ્તામાં તેને વિચાર થયો કે જે દુષ્ટ માનવીએ તેનું જીવન બરબાદ કર્યું હતું તેને તેનો બાળક સોંપી પોતે, જો એ રહેવા દે તો ત્યાં જ બાળકને ઉછેરવા રહેવું, અને જો તેમ ન બને તો બાળકનો હવાલો તેને સોંપી પાછા આશ્રમમાં ચાલ્યા જવું. પણ કોઈ પણ હિસાબે બાળકને આશ્રમમાં રાખવું નહિ. ત્યાં પહોંચી ત્યારે તેને બહુ કપરો અનુભવ થયો. એ માણસ દુષ્ટ તો હતો જ પણ હૃદયહીન અને છેક હલકી મનોવૃત્તિનો હશે એની તો મને પણ ખબર ન હતી એણે તો બૂમબરાડા પાડી ગાળો દઈને પાંચ પચાસ માણસો એકઠાં કરી દીધાં અને બહેનને ત્યાંથી હાંકી મૂકી. શરમ, પસ્તાવો અને ક્રોધથી તે બિચારી અતિવ્યાકુળ થઈ ગઈ. શું કરવું તે સૂઝે નહિ, એ તો તરત ત્યાંથી નીકળી મારી પાસે ચાલી આવી. બધી બીના અથથી ઇતિ સુધી તેણે મને જણાવી. મેં તેને ખૂબ સાંત્વન આપ્યું. પણ એ બાળક હું કેમ રાખી શકું ? મેં એને એ બાળકને અનાથાશ્રમમાં પાછું મોકલી આપવાનું માથે લીધું. થોડીવાર તે મારા સામું એકી નજરે જોઈ રહી. પછી બાળકને

લઈને ઝપાટાબંધ ત્યાંથી ચાલી, મકાનનું બારણું બંધ કરી હું તેની પાછળ ગઈ. પણ હું પહોંચું તે પહેલાં અમારા આંગણાના કૂવામાં મોટો ધબાકો થયો, બાળક સાથે એણે કુવામાં પડતું મૂક્યું. બે કલાકે બન્નેની લાશ બહાર કઢાવી યોગ્ય વ્યવસ્થા કરી. પિતાજી! તમારા ચિત્તની વ્યથાની કલ્પના કરું છું ત્યારે મને કાંઈનું કાંઈ થઈ જાય છે. એ બિચારી તો દુઃખી ઓશિઆળા જીવનમાંથી છૂટી. મને એમ થયા કરે છે કે બહેનના મૃત્યુ માટે મારી પણ જવાબદારી ગણાય ખરી? પણ હવે એ બધાનો વિચાર નિરર્થક છે. આપણે બે દુઃખી થઈ ગયાં! ભગવાનને ગમ્યું તે ખરૂં. પેલા દુષ્ટને કાંઈ આંચ પણ આવી નહિ એ સમાજનો કેવો ન્યાય?"

લિ. તમારી દુઃખી પુત્રી

સમાપ્ત

| | |
|---|---|
| **ઓસરતો રૂપીઓ:** | પ્રો. વકીલ. રૂા. ૧-૦-૦ (જુજ નકલો રહી છે. એક માસમાંજ ખલાસ થવા આવી છે. વ્યાપાર રોજગારના, લડતના અને તમારી મુડીના ફાયદા ઉકેલતું પ્રખ્યાત પુસ્તક) |
| **નિઃસંતાન:** | અનુ : નગીનદાસ પારેખ. રૂા. ૨-૦-૦ (ત્રણ શ્રેષ્ઠ ગણાતી જર્મન, એક અને અંગ્રેજી ભાષાની નવલિકાઓનો સુંદર રીતે અનુવાદ કરવામાં આવ્યો છે.) |
| **તીર્થસલિલ :** | દિલીપકુમાર રૉય કૃત. અનુ : નગીનદાસ પારેખ. રૂા. ૩-૦-૦ (જેની માગણી ૧૦૦૦ ની ટૂંક સમયમાંજ થઇ તેના માટે શું લખવાનું હોય? બધાંએજ વાંચવું ઘટે. સર્વાંગ સર્વોપયોગી.) |
| **પુર્વ અને પશ્ચિમ :** | રવિન્દ્રનાથ ટાગોર કૃત. અનુ : નગીનદાસ પારેખ રૂા. ૧-૧૨-૦ (બન્ને દેશોની સંસ્કૃતિની અને સમાજની ચર્ચા કરતા શ્રેષ્ઠ લેખોનો સફળ સંગ્રહ.) |
| **પરાજિત પ્રેમ :** | સમાજવાદી લેખક : ભોગીલાલ ગાંધી. રૂા. ૩-૦-૦ (જીવનમાંથી જન્મેલી સચોટ વાર્તાઓ છે. ચપોચપ ઉપડતી જાય છે. અને જન સમાજનું ધ્યાન ખેંચી રહી છે.) |